
હુન્નરની વિદ્યાઓ.
ભાગ ૪ થો.
શા૦ મ૦ દેશાઈ.

# "બેટી તું સાસરે કેમ સમાશે?"
# એ પુસ્તક વિષે

## પ્રસિદ્ધ સાક્ષરશ્રી. રા. બા. રાજરત્ન ગોવીંદભાઇ હાથીભાઈ દેશાઇજી સાહેબનો અભિપ્રાય.

" આપના તરફથી **બેટી તું સાસરે કેમ સમાશે ?** એ નામનું આપનું પુસ્તક મીસીસ ગોવીંદભાઇના સરનામા ઉપર આવ્યું તે પહોંચ્યું છે, અને હજી પુરેપુરૂં વાંચવાને અમને અવકાશ મળ્યો નથી, તોપણ ઉપર ઉપરથી તેની મુખ્ય બાબતો જોતાં ઘણું સરસ જણાય છે. પુત્રીઓને શીખામણનાં ઘણાં પુસ્તક અમારા જોવામાં આવ્યાં છે પણ તેમાં આપનું પુસ્તક શીરોમણિ છે. સાદી અને સરળ ભાષા, ભરપુર દાખલા દ્રષ્ટાંતો અને એક પિતા પોતાની પુત્રીને ખરા અંતઃકરણથી તેની જીંદગી સુખમય અને ફતેહમંદ થવાને આપતો હોય એવા ખરા સંજોગોમાં લખાએલું આ પુસ્તક ઘણી બેટીઓનો જન્મારો સફળ કરવાને સાધન રૂપ થઈ પડે એવું આ એક અનુપમ છે. અમારા જેવાં પુત્રીઓના મોટા પરિવારવાળાં માબાપોને માટે ખરો મદદગાર છે. અમારી પુત્રીઓ આ પુસ્તક વાંચવાને એટલી આતુર બની ગઇ છે કે, તે જોતાં જોતાંમાં અમારા હાથમાંથી ઝુંટાવી લેવાને તલપી રહી છે, અને પહેલું કોણ વાંચે એ બાબત તેમનામાં નિર્દોષ અને ઉલટ ભરેલી હરીફાઈ પુસ્તક ઉઘાડતાંજ પેદા થઈ છે. આપનું પુસ્તક વાંચી તેઓ પોતાના સાસરામાં સમાતી થાય એવી શુભેચ્છાથી હવે તે તેમના હાથમાં હું મુકું છું, અને નાજુક તબીયત, હજારો પરગજુ કામોમાં રોકાણ અને ઘણાં કામોમાંથી ઘડીની પણ પુરસદ નહીં છતાં આપ આવાં આવાં કીમતી પુસ્તકો ઉપરાઉપરી લખી બહાર પડવાને શક્તિમાન થાઓ છો તને માટે અજાયબ થઈ આપને ધન્યવાદ આપું છું; અને "**મ્હારા દીકરાને!**" માટે હવે પછી જે પ્રસાદી આવવાની તેને માટે આતુરતાથી વાટ જોઉં છું. પ્રભુ તમને દીર્ઘાયુષ્ય અને તંદુરસ્તી આપો."

આખું પુસ્તક વાંચ્યા પછી રા૦ બા૦ ગોવીંદભાઈ સાહેબે આપેલો અભિપ્રાય.

"**બેટી તું સાસરે કેમ સમાશે?** એ પુસ્તક હવે હું પુરેપુરૂં વાંચી ગયો છું અને તેના વાંચનથી મને ઘણો આનંદ તથા બોધ થયો છે. બુચી બપાઈનું, તેના રાતી ઈજાર અને ચુડ ચઢાવેલો ગામડીઆ જેવો અંગરખો પહેરનાર રાંચા જેવા દેખાતા કાકાથી શરમાવું, અને બરોબર.દાવ સાધી કાકાનું તેના જેવી ફેશનની ફિસિયારી કરનાર કબુતરાં જેવો વાગો પહેરનાર છોકરીને તુચ્છકારવું પાન ૪૯–૫૦ ઉપર વર્ણવેલું છે તે વાંચતાં અમને બધાંને ઘણી મઝા પડી. હું ધારૂં છું કે મારી પુત્રીઓને માત્ર આટલાથીજ કિમતી બોધ મળ્યો છે તો આ પુસ્તક વારંવાર વાંચવાથી કેટલો બધો ફાયદો થશે તેનો સહેજ ખ્યાલ થઈ શકે છે."

# દુ:ખીને દિલાસો.

## ભાગ ૪૪ મો.

રચનાર

શો૦ મ૦ દેશાઈ.

**પ્રશ્ન:**—"કાહા ચુનાવે મેડીયાં ? કરતે દોડા દોડ !
ચિઠ્ઠી આઇ હુમ રામકી, ગયે પલકમેં છોડ !"

હે બંદે ! ધમચક્રા કરીને, આ બધી દોડાદોડી કરીને, હવેલીઓ શેંની બાંધવા પડયો છે ? હું રામનો ઓાય કરતાં સંદેશો આવી લાગશે તો એ બધાં મેડીયાં ને હવેલીયાં સૌ પડતાં નાંખી દઈને મ્હારી નજીક હમણા સરખો, અલ્યા ! તું તો આવી લાગશે નેં !

**પ્રુશ્ન:**—"કસમ હય તેગે અબરૂકી, જમાના ગર હુવે દુશમન;
શિકસ્તેહ અબંદા કરનેકો, તેરી તલવાર કારી હય !"

હે પ્રભુ ! એ દહાડો કયાંથી ? ત્હારી ચશ્મ ઉપરનાં ભવાં રૂપી શમશેરના સપત લઈને બોલું છું, હે સાહેબ ! કે આ આખો કલિયુગ કદાપિ શત્રુ મ્હારો કાં ન થાય, બધુંએ લુટાઈ કાં ન જાય, મગર હું ડરતો નથી; કાંકે મ્હારો બચાવ કરી તે મ્હારા સર્વ કોઈ શત્રુઓને ઠાર મારનાર બસ ત્હારી હિમાયતની શમશેર પૂરતી છે !

નવસારી. ઈ૦ સ૦ ૧૯૧૯.

કિંમત રૂ૦ ૦-૪-૦

પ્રગટ કરનાર—**મી૦ શોરાબજી મંચેરજી દેશાઈ**, ઠે. સ્ટેશન રોડ,—**નવસારી.**

આ પુસ્તક સુરત મ્યુનિસિપાલીટીની સામે ફ્રેઝર કરીયા મહેલમાં આવેલા ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમાં ઉત્તમરામ ઉમેદરામ ટેરામવાળાએ છાપ્યું છે.



બેહેસ્તનશીન

એરવદ ફરામજી હોરમજજી અરજાંણી.

# દુ:ખીને દિલાસો.

## ભાગ ૪૪ મો.

દર્શન ૨૪મુ. (દિલાસા કલબની બેઠક ૨૪મી.)

નંદકિશોર:—બ્હેનો ને બંધુઓ! મ્હારા પતિ પાંચ પાંચ મીલના માલેક હતા, મ્હને ચાર ચાર દીકરા હતા. તે સઘળા સુખમાં લાલન પાલનમાં લાડથી ઉછરેલા હતા, અને સોળે વૈભવમાં અમારૂં ઘર આનંદના નાદમાં ઝળઝળી રહ્યું હતું. પરંતુ પનોતી બેઠી, ને નખ્ખોદ વળે રૂના સટ્ટાનું, તેમાં પતિ પાયમાલ થયા તો થયા, પરંતુ મ્હારી કને જે સ્ત્રી-ધન હતું તે લખ્ખોનું હતું તે પણ લગભગ ખલાસ થઈ ગયું, ને કહેણુસરના બબે દીકરા હતા તે મરકીમાં મરણ પામ્યા, ધણીએ નાદારીમાં નામ નોંધાવતાં મ્હારાં નામ ઉપર કરી દીધેલી મીલકતના ચોપડા પકડાઇ ગયા, ને તેમને આબ્રુને ખાતર અફીણ ખાઈ મરવું પડયું. અધુરામાં પૂરૂં ઘરમાંનો કુતરો હડકાયો થઈ બબે નોકરોને અને મ્હારા દીકરાને તથા બાકી રહેલા એક ઘોડાને કરડયો. દીકરો જે હાથમાં આવ્યું તેને કરડવા જાય. ઘોડાએ જ્યાં પણ પોતાનું ડોકું પહોંચે ત્યાં ડાફાં મારી કરડીને પોતાનું અંગ ખાઈ નાખ્યું. દીકરો બાચકાં ભરે તે જોએલાં જોવાય નહીં. અરેરે! હડકાંનાં જેવું કોઇ દુઃખ નથી. બન્ને દીકરાઓને લઈ કસાવલી ગઈ. રસ્તાની હાડમારી તો પ્રભુજ જાણે. પરંતુ અધ વચ્ચે એક ગામ આવ્યું ત્યાં મ્હારો ડાહ્યો મા વખો દીકરો કહે કે, "હને તો હું તમારી સાથે આગળ નહીં આવું, કંટાળી ગયો છું." આમ કહી અર્ધ વચ્ચે પોતાના દુ:ખી ભાઈને અને મ્હને મુકી ચાલી જવાનું કર્યું. મેં બહુ કાલીવાલી કરી ત્યારે જરા સમજ્યો! હે મુનશી સાહેબ! આવો માબાપ ભકતો દીકરો કોઈ દહાડે નહીં ને આ વખ્તેજ કાં લુણહરામી થવા લાગ્યો હશે? "મુનશીજી! મ્હારા બબે નોકરોને પણ હડકાયેલાંએ કરડવા છતાં તેમને કાંઈ થયું નહીં, ને મ્હારાજ ગુલાબ જેવા દીકરાને હડકું કાં લાગ્યું હશે? આનો કાંઈ ભેદ કહેશો સાહેબ!"

મુનશીજી :—માજી ! ખરેખર ગુલાબનાં ફુલને કરમાઈ જતાં વાર લાગતી નથી, ને શુવરને તો કાંઈએ ના થાય. સુઘડાઈ સફાઇમાં કોમળ જન્મ ધારણ કરનારાંની કોમળતાની તો વાત ના પુછો. શશાંકવતી લંબકમાં આવી કોમળતાની કથા કહેલી છે તે હું તમને કહ્યા પછી તમારો સપુત લુણ હરામી કેમ થયો તે પણ કહીશ.

અંગદેશમાં વૃક્ષઘટા નામના એક મોટો અગ્રહાર (બ્રાહ્મણને દાનમાં મળેલું ગામ) હતું. તેમાં વિષ્ણુસ્વામી નામના એક મોટો ધનવંત, યજ્ઞ કરનારો બ્રાહ્મણ રહેતો હતો. તેને પોતાના યોગ્ય સ્વભાવની ને કુળવાન એક સ્ત્રી હતી. તે સ્ત્રીએ એક પછી એક એમ ત્રણ પુત્રને જન્મ આપ્યો હતો, જેઓ પોતાનાં માત પિતાને સર્વાંશે મળતાજ હતા. આ ત્રણે બાળકો તરૂણાવસ્થાને પામ્યા અને દિવ્ય ચતુર નિવડયા. એક વખતે તેના પિતાએ યજ્ઞ કરવાનો આરંભ કર્યો; અને એક કાચબો લેવા માટે તે ત્રણે ભાઈને સમુદ્ર તીરે મોકલ્યા. તે ત્રણે સાગર પર ગયા અને જ્યારે તેઓને કાચબો જડયો ત્યારે મોટા ભાઇએ બીજા બે ભાઈને કહ્યું કે—"આ કાચબો ઘણો ગંધાય છે અને ચિકણો છે, માટે મારાથી પકડી શકાતો નથી, તો તમારા બેમાંથી એક તે કાચબાને પકડો; કારણ કે યજ્ઞમાં પિતાજીને કાચબાની જરૂર છે." આ પ્રમાણે મોટા ભાઇએ કહ્યુ; તે સાંભળી બે નાના ભાઈઓ, મોટા ભાઈને કહેવા લાગ્યા—"મોટા ભાઈ ! તમને તે કામ કરવામાં ગ્લાનિ થાય છે, ત્યારે અમને બેને પણ કેમ થાય નહીં ?" તે સાંભળીને મોટો ભાઈ બોલ્યો—"તમે બન્ને જણા તે કાચબાને પકડી લ્યો, જો તમે તેને પકડશો નહીં અને જવા દેશો, તો પિતાના યજ્ઞના ભંગ કરનારા તમે ઠરશો, અને તેથી બેશક તમે અને પિતાજી સઘળા નરકમાં પડશો." આ પ્રમાણે મોટા ભાઈએ કહ્યું એટલે નાના ભાઈઓ હસી પડયા ને બોલ્યા: "મોટા ભાઈ! જ્યારે તમે અમારા ધર્મને સારી રીતે જાણો છો, ત્યારે તમારા પોતાના ધર્મને કેમ જાણતા નથી? જેટલી અમારી ફરજ છે, તેટલીજ તમારી પણ ફરજ છે." એટલે મોટા ભાઇ બોલ્યા—"તમે શું મારી સુઘડતાથી અજાણ્યા છો ? હું હંમેશાં ભોજન કરવામાં મહાચતુર છું ને સુઘડ છું, માટે દુર્ગંધી પદાર્થને અડકી શકતો નથી."

દુર્ગ કાવ્ય કુસમાંડુ કુચ, ઉખ કઠોર ત્યોં સાર;
તન મન બાની તુલસિદલ, ભલ કોમલ યહ ચાર.

કિલ્લો, કાવ્ય, કોહોળુ, કુચ, અને શેરડી ઇત્યાદિ વસ્તુઓ જેમ જેમ કઠણ તેમ તેમ તેમાં રસ સારો, પરંતુ શરીર, મન, વચન, ને તુલસીનાં પાંદડાં એ ચાર તો જેમ કોમળ તેમ તે સારાં. મ્હારૂં શરીર આવું કોમળ હોવાથી હું બહુ સુઘડ છું. ખિચડી ખાધાથી કાંઇ પોંહોંચો ઉતરી જાય ! પણ મ્હારો

તો ઉતરીજ જાય. મુનશીજી:—બેન નંદકિશોર! બચ્ચાંને પ્રથમથીજ નાજુક અને કોમળ કરી રાખ્યાથી તેઓ મોટપણે બહુ દુઃખી થાય છે. તેમનાથી જરા નખમાંએ દુઃખ સહન થતું નથી. સીન્ડેરેલા જ્યારે ઘર કામમાં આખો દહાડો કલાકો ગણુત્રિ રડમસ થઇ રાંધણીમાય બનતી હતી, ત્યારે તેણીની વડી બ્હેનો “બૉલ”ના નાચોમાં જતી, ને નાટકોમાં મોજ ઉડાવતી હતી. તેણી જ્યારે અફસોસ કરતી હતી, કે ન્હાની બ્હેન વૈતરાં કરે છે ને મોટી બ્હેનો મોજ મારે છે, તેવામાં એક પરી જેવી બાઇ તેની રાંધણીમાં આવી ઉભી, અને તેણીને શેહેનશાહી નાચમાં લઈ જઇને ખડી કીધી. શાહજાદો તેણીના ઉપર આશક પડયો ને તેણીને પરણ્યો. મોટી બ્હેનોને અદેખાઈ લાગી, જેથી તેણીઓ ઝુરવા લાગી.

તન દુઃખ મન દુઃખ નૈન દુઃખ, હિયે ભઈ દુઃખ ખાન:
માનો કબહૂ ના હુતી, વા દુઃખકો પહચાન.

પછી પેલા મોટા ભાઇનું ઉપલું કહેલું વચન સાંભળી વચેટભાઈ મોટા ભાઇને કહેવા લાગ્યો: “હું તો ત્યારે તમારા કરતાં પણ વધારે સુઘડ છું. કારણકે હું અભિજ્ઞસુંદરીનો સ્વામિ છું.” આ પ્રમાણે વચેટે કહ્યું એટલે વળી મોટો ભાઈ બોલ્યો: “ભલે, ત્યારે આપણો નાનો ભાઇ આપણા બેની વતી કાયઓ ઉપાડી લે.” એટલે નાનો પણ ડાળા ચઢાવીને બોલ્યો—“ચાલો, ચાલો, ડાહ્યાના ડીંગલાઓ! બકબક નહીં કરો. હું તો સુંદર સુંવાળી રૂવેળ તળાઇમાં સુનારો શોખીન છું; માટે તમારાથી વધારે સુઘડ તો હું છું. મને તો ગંદકી બીલકુલજ ગમતી નથી.”

આ પ્રમાણે ત્રણે ભાઈઓ પરસ્પર તકરાર કરવામાં તલ્લીન થઇ ગયા ને અભિમાનમાં ડુબી જઇ તે કાચબાને ત્યાંનો ત્યાંજ પડતો મુકી પોતાની તકરારનો નિર્ણય કરાવવા માટે તે જગ્યાની નજીકમાં પાસેજ જીન રાજાનું વિટંકપુર નામનું નગર હતું તે તરફ ચાલ્યા. ત્યાં જઈ રાજભવનના દ્વાર ઉપર ઉભેલા પ્રતિહાર મારફતે રાજાને જાહેર કર્યું ને પછી અંદર પ્રવેશ કીધો. તે ત્રણે જણે પોતપોતાની સર્વ વાર્તા રાજા આગળ, બન્યા પ્રમાણે જણાવીને કહ્યું કે, “અમારામાંથી સુઘડ કોણ છે તેનો ન્યાય આપ કરો!” રાજા તેઓની વાત સાંભળીને બોલ્યો કે; “હું તમારી પરીક્ષા કરૂં ત્યાં સુધી તમે અહીંજ રહો.” એટલે તે ત્રણે જણ ત્યાંજ રહ્યા. ભોજનનો સમય થયો એટલે રાજાએ તે ત્રણેને બોલાવી ઉત્તમ આસન ઉપર બેસાડી, ખટરસવાળાં સ્વાદિષ્ટ મધુરાં ભોજનો પિરસાવ્યાં. સઘળા જમવા લાગ્યા, પણ જે સુઘડ અને સ્વાદિષ્ટ ભોજન જમનારો હતો તેને ભોજનમાં ખરાબ ગંધ આવવાથી મુખ મચકડ્યું; અને તે જમ્યો નહીં. ત્યારે રાજાએ તે બ્રાહ્મણને પુછયું: “બ્રહ્મદેવ! આપ ભોજન કેમ લેતા નથી? આ ભોજનની પરિમળ સરસ છે અને એ બહુ સ્વાદિષ્ટ છે, તો

તમે જમો." ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો: "હે રાજા! આ ભાતમાં મડદાંના ધુમાડાની વાસ આવે છે; તેથી એ સ્વાદિષ્ટ છે છતાં પણ તે ખાવાનું મારૂં મન ઇચ્છા કરતું નથી." આ પ્રમાણે તે બ્રાહ્મણે કહ્યું; એટલે રાજાએ તે સઘળાને આજ્ઞા કરી કે ભાતને સુંઘી તેની પરીક્ષા કરો. રાજાની આજ્ઞાથી સર્વે જણાએ ભાતને સુંઘ્યો ને બોલ્યા, "આ ભાત સુગંધિદાર અને દોષ વગરના સફેત ચોખાનો કરેલો છે, તેમાં જરા પણ ખરાબ વાસ આવતી નથી." પરંતુ સુઘડ ભોજન કરનારા બ્રાહ્મણે તો પોતાના નાકને બંધ કરી રાખ્યું; અને એક દાણો પણ તે ભાતમાંથી ખાધો નહીં. ત્યાર પછી તે રાજાજી તેના કહેવા પર ખૂબ વિચાર કરવા લાગ્યા, ને તે ચોખા કયાંથી આવ્યા, ને કયાં વાવ્યા હતા તેની શોધ કરવા માંડી. તો પોતાના સેવકો મારફતે નિચે પ્રમાણે તેમના જાણવામાં આવ્યું-"ગામની નજદીકમાં જે શ્મશાનઘાટ છે, તેની પાસેના ખેતરની શાલના એ ચોખા છે." રાજા તે સાંભળી તે બ્રાહ્મણ ઉપર અત્યંત પ્રસન્ન થયો; અને તેને કહેવા લાગ્યો: "બેશક, ભાઇ, તું ભોજનની પરીક્ષા કરવામાં અતિ ચતુર છે. હવે એ ભાત રહેવા દે, અને બીજું કોઇ ભોજન કર." આમ કહી તેને બીજી રસોઇ જમાડી, ને રાજાએ પણ ભોજન કર્યું.

મુનશીજી:—આવા બેહુકાવેલા ને ચોચો પોપો દરીને ઘરમાં આસી બાયલા કરી રાખેલા દીકરા જવાનીમાંજ ઘરડા કહેવાય છે. માથાના વાળ ધોળા થયાથીજ વૃધ્ધ થવાય છે એમ કાંઈ નથી. જુવાન હોય છતાં જો માણસ વિદ્વાન હોય તો તેને દેવતાઓ વૃધ્ધ કહે છે, અથવા તો જે નાનપણથી કુમળો કુમળો ફરી ગયો હોય તેને ઘરડો કહે છે. એવા દુઃખી જવાનો માટે ઉદ્યોગ અને ખડતળપણું એજ મૂખ્ય દવા હોય છે. એવાં દુઃખો માટે દેવ દૈવ કે દેવતાને દોષ દેવા એ જુઠું છે. દૈવનો દોષ—નસીબ વાંકાં—ઈશ્વરી કોપ—કુદ્રતી દુઃખ વગેરે બોલવાના જમાના પણ હવે વહી જવા લાગ્યા છે. ડોકટરો કૅાખ, પાસ્ચ્યુર, હક્સ્લી જેવા ધન્વંત્રિઓ હવે તમારાં દૈવી કહેવાતાં દુઃખોના પણ ઉપાય મુકી ગયા છે. ઉપાય થાય એવાં દુઃખો માટે દિલાસાની જરૂર રહી નથી. જૂઓ નંદકિશોરી! જ્યારે તમને ચાલીને જવાની શકિત હતી ત્યારે ઘોડા ગાડી મળતી હતી, હવે હાલી ચાલી શકાતું નથી ત્યારે બળદની ગાડી પણ મળતી નથી!

ચુનીનસ્ત કારે જહાંરા નેહાદ;
કઝુ ગાહ ગમગીન કઝુ ગાહ શાદ.

દુન્યાનાં સઘળાં કામોની બુન્યાદ એવીજ રીતની છે. તેનાથી તું કભી ગમગીન બને છે તો કભી ખુશાલ બને છે. બ્હેન તમે સંતાપ તે કેટલોક

કરશો? પરમેશ્વરે હજીએ તમને શા વગરનાં રાખ્યાં છે? જગતમાં રોજે અવ્વલથી એનું એ ચાલ્યું આવે છે કે; માંદે ધસ્કો, ઘરટલે ફસ્કો; મુવે હાય હાય, પહેલે દિ ના ખમાય; બીજે ટાટો ઘા, તીજે ઉજડ જગા; ચોથે સાડી ઘાલી, પાંચમે નિસરી ચાલી; જગમાં એજ છે નીતિ, સંસાર ચાલે એ રીતિ. હા, તમને તમારા મા વખા દીકરાઓ છાતીએ ધાઇ ધાઈ આવતા હશે, પણ કાંઇ ઇલાજ છે વારૂં? જ્યારે એક ન ધારેલો પહાડ જેવો જવાન બેટો એકાએક ઓચિંતો ૩–૫ દહાડાની માંદગીમાં મરણ પામે છે ત્યારે ઘરટલો ચાલતો જોતાં ને સાંભળતાં પેટમાં જે લખલખાં ભરાય છે, તે લખલખાં મુવા પછી જુદુંજ રૂપ લઇ લે છે. પહેલે દહાડે તેના વ્હાલાંઓને આ બનાવ, આ સંસાર, અને આ જીંદગી કંઈ નહીં વર્ણવી શકાય એવી "ઓ બાપરે!" જેવી લાગે છે, ને ગાફેલ થઇ જવાય છે. બીજે દહાડે નિસાસા મૂકવામાં આવે છે, ને શુનકાર વન જેવું ભાસે છે. ત્રીજે દહાડે ધર્મ ક્રિયામાં જરા મન લાગે છે, પરંતુ ચાલતાં ને હાલતાં, સુતાં ને બેસતાં, જાગૃતિમાં કે સ્વપ્નામાં તેને તેજ પ્યારો ચહેરો દેખાયા કરે છે, ને ગાંડપણ જેવું આપણને થાય છે. ચોથે દહાડેથી નિરાશાથી નંખાઇ જવાય છે. કોઈ સાથે બોલવા ચાલવા ગમતું નથી. ભણવા ગણવા ગમતું નથી. વાંચવા લખવાં ગમતું નથી. કોઈ દિલાસો દે તે પણ કડવો ઝેર લાગે છે. કોઈ ધર્મની કે જગતના મિથ્યાપણાની ને "સબુરી રાખો, હિંમત ધરો," વગેરે ડાહી ડાહી વાતો કરે છે તેનો આપણને કહેર લાગે છે. પાડોશીને ત્યાં જો તે અરસામાં ભલાઇ થતી હોય, ચોક ચાંદણું કે ગીત રાગ થતા હોય તો તેના ઉપર દ્વેષ થાય છે. ઘરમાં જો ન્હાનાં છોકરાં રમે છે કે નાચ કુદ કરે છે તો ક્રોધ આવે છે. તેમાં વળી ઘરનાંજ ઉમરે પુગેલાં માણસો જો તે ગમખારીના દિવસોમાં છોકરાંઓ સાથે હસ બોલ કરે તો તે માણસો દારૂન ઝેર જેવાં લાગે છે. આ સ્થિતિમાં દિલાસો દેવા આવનારાં, મળવા ભેટવા આવનારાં, દરેક બાપડાં દિલનાં ને અંગના થઈ આવે છે, ને સંતાપેલાંઓને પુછવા મંડી જાય છે; "એ માય એકાએક શું થયું? ભલાં આદમી જરા અમને ચેતાવતે તો ખરાં, પણ એ ઓચિંતું કેમ બન્યું? બેહેસ્તી માંદા સાજા કયારના હતા?" આવા સવાલોના એક જણને લાંબા હેવાલ માંડીને બાપડું સંતાપેલું કહી રહ્યું નહીં, કે વળી બીજાં બે જણ આવીને "માય એ શું ઉતું?" કરીને પુછશે. એટલે બાપડાંને પાછી નવેસર મરનારની માંદગીની તવારીખ પહેલેથી છેલ્લે સુધી વર્ણવવી પડશે. આમ ૨૫ જણા દરરોજ આવીને સંતાપ કરાવે છે; ને જણ આવે ને જણ બાપડાં દુઃખાયલાંઓને તેનું

તે દુઃખ પાછું ને પાછું યાદ કરાવી રડાવે છે. લોક બાપડાં દિલસોજી બતાવતાં મરનારની ભલી યાદ કરાવી કરાવીને પાછાં દુઃખીઓને દુઃખજ કરાવતાં જાય છે, અને પેલાંઓને રડતાં રડતાં માથે ઠોંસા મારે છે, ઘુમરી આવે છે, ફેર આવે છે, અને તે બાપડાં ઈચ્છે છે, કે આ કારાંમાય કયારે પટે, કે જરા બરડો દાબીને ખૂણે પડયે. ત્યારે હે બ્હેનો! આ સઘળાંનો વિચાર કરીને તમે મૌન ધારણ કરશો તેમાંજ ફાયદો છે, ને કાંહાં કેશું કરી વાત ઉડાવવામાંજ લાભ છે, તે ને તે તવારીખ લંબાવ્યા કરવામાં સામું દુઃખ એવડાય છે. કોઈની હાય લાગી હશે એવો ખત્રો તમારાં મનમાં પાડશો નહીં. હાય લાગવાથી જો કાંઈ થતું હોત તો જરમનીનો કૅયસર કિયે દહાડેનો મરી પણ ગયો હોત, ને કેટલા કેટલા પુનર્જન્મ પણ તેના થઈ ગયા હોત. માટે તમે કોઈ પણ જાતનો મનમાં ખત્રો કે વહેમ રાખશો મા. નંદકિશોરિ! જગતની બત્રિશીમાં તમે લોક ઘણાંજ ચવાયાં કે, "પિતાંબર શેઠના ઘર જેવું સુખી ઘર તો દુન્યામાં નથી!" જ્યારે કાંઈ પાછલો દહાડો નઠારો બેસવાનો હોય ત્યારે માણસો જગતની બત્રીશીમાં બહુ ચવાઇ જાય છે. ઢોરના ખાધામાં તો કુચો પણ રહે, મગર માણસના ચાવેલાંમાં તો જરા કુચોએ ના નિકળે. માટે કોઈ જગતની બત્રીસી-માં ચવાતું ના. ખુરશેદજી દેસાઈની જાહોજલાલી જોઈને અને તેમના સપુત મંચેરજી દેસાઈની લાયકી, પરહેઝગારી, અને બખ્તાવર પગલું જોઈને સૌ કોઇ ખુરશેદજી દેસાઇ આગળ તારીફો કરતાં, ત્યારે તેઓ સર્વને કહેતા કે; "મને બત્રીસ ભાલા મારો, પણ બત્રીસીમાં નહીં ચાવો!"

कुल दिपक होना कठिन, देश दिपक दुर्लभ;
जग दिपक जगदिशको, अंश मनुष्य अलभ्य.

હવે પેલી વાર્તા સાંભળો:—

પછી તે ત્રણે બ્રાહ્મણને તેમના ઉતારા ઉપર મોકલ્યા. ત્યાર પછી રાજાએ પોતાની સર્વ અંગમાં પુટડી અને સોલ શણગારથી શોભીતી, રાજદરબારની એક નટડીને તેડાવી. સાયંકાળનો સમય થયો ત્યારે બીજા ભાઈ ચતુર સુંદરીના પરીક્ષક નારીચંગ બ્રાહ્મણ પાસે તેને મોકલી. તેની સાથે રાજાના સેવકો પણ ગયા. તે પૂર્ણ ચંદ્રવાળી પૂર્ણિમાની મધ્યરાત્રિ જેવી શશિમુખી, અને કામદેવને ઉ-તેજન આપનારી નટડી સુંદરી, તે ચતુર બ્રાહ્મણના શયનગૃહમાં ગઇ. એટલે તેની પ્રભાથી તે આખું ઘર દેદિપ્યમાન થઈ રહ્યું; પરંતુ પેલો સુઘડ પુરૂષ તો તે સ્રીના અંગમાંથી જે દુર્ગંધ આવવા લાગી તેથી મૂર્છાગત થઇ ગયો, ને તેણે પોતાના ડાબા હાથથી પોતાનું નાક બંધ કરી દીધું; અને રાજાનાં માણસોને કહ્યું;—"અરે ઓ ભાઇઓ, એને જલદી અહિંયાંથી લઇ જાઓ—અરે

કાઢો કાઢો, કારણકે એના શરીરમાંથી બકરાની વાસ આવે છે, તેથી એ જો અત્રે વધારે વાર રહેશે તો મારા પ્રાણ જતા રહેશે!" જ્યારે રાજાના સેવકોએ તેનું આ કહેવું સાંભળ્યું ત્યારે તેઓ ગભરાઇ ગયા, ને તે નટડીને રાજાની પાસે પાછી લઈ આવ્યા, અને સર્વ વાર્તા રાજાને કહી સંભળાવી. ત્યારે રાજાએ તે સુઘડ સુંદરીના પરીક્ષક બ્રાહ્મણને તેજ વખતે બોલાવીને પુછ્યું કે; "આ પુટડી સ્ત્રી, કે જેના અંગપર ચંદન, કપુર, અગર, ગુલાબ વિગેરે ઉત્તમ સુગંધીદાર અત્તર વગેરે છાટેલાં છે ને જે શોળે શણગાર સજીને તમારી પાસે આવી હતી, ને તેના શરીરમાંથી અતિ ફક્કડ સુગંધીદાર પરિમળ આવે છે એમ આખું જગત કહે છે, ત્યારે તમે કહો છો કે, એના શરીરમાંથી બકરાની વાસ નિકળે છે તે કેમ સંભવે?" આ પ્રમાણે રાજાએ સુંદરી પરીક્ષકને કહ્યું, તોપણ સુંદરીપરીક્ષકની તે વાત રાજાએ યુક્તિ પ્રયુક્તિથી તપાસ કરવા માંડી, તો જાણવામાં આવ્યું કે, તે કન્યાને તેની માતા બાલ્યાવસ્થામાંજ મૂકીને મરણ પામી હતી; અને તે બકરીનું દુધ પીને ઉછરી છે, જેથી તેના મુખમાંથી બકરાના જેવી ખરાબ વાસ આવતી હતી. રાજાએ તે જાણ્યું એટલે સુંદરીપરીક્ષકની સુઘડતાનાં બહુ બહુ વખાણ કર્યાં.

મુનશીજી:—જૂઓ! છોકરા એવા તે શું સુંવાળા ફરી ગયા હશે, કે તેમનાથી જ્યારે આટલુંએ સહન થતું નથી, ત્યારે મહા દુઃખ આવી પડયું હોય તો તેમના શા હાલ થાય? હલકા પર ભાર પડે તો દબાઇજ દીયે. ખડતળ માણસને પહાડ જેવાં દુઃખો ઝાઝી અસર કરતાં નથી. જ્યાં સૂધી દુઃખ નહીં ખેંચો, જ્યાં સૂધી કષ્ટ નહીં ભોગવો ત્યાં સૂધી દ્રવ્ય મળશે નહીં. જ્યાં સુધી તમારા જીવને ઘાતની ધાસ્તીમાં નાંખો નહીં, ત્યાં સુધી તમે તમારા શત્રુ ઉપર ફતેહ પામો નહીં. જ્યાં સુધી કયારીમાં દાણા વેરી નાંખો નહીં ત્યાં સૂધી અનાજની ખળી તમે દેખશો નહીં.

ટાઢની ને કકડતી ઠંડીની રાત્રે દુબળાંની દયા પારસી લોકો ખાય છે કે; "બાપડાં ગોદડાં તળાઈ વગર નાગાં ઉઘાડાં નીચે ધરતી ને ઉપર આકાશ, એવી સ્થિતિમાં ટાઢે કેવાં ઠરઠરતાં હશે!" ત્યારે દુબળાંઓ તેજ રાત્રિએ તાપણું કરતાં કરતાં પારસીઓની કહર ખાય છે, કે "ઓરે મુવાં પારહાં! તાપણાં વગર કેવાં ઠઠરતાં હુશે!" બેનજામીન ફ્રેન્કલીનને ખાવાના ફાકા પડતા હતા. કંગાલ માબાપને ત્યાં જન્મ લીધો હતો. ન્હાનપણથી હાડમારીમાં ઉછર્યો, પરંતુ ખંત અને સહન શકિતવડે મહાપુરૂષ થયો, શ્રીમંત થયો, ને પુછી પુછીને તેના ઉપર મહા દુઃખો પડયાં, પણ તેને મનથી તો "હા રે હા ભાઇ!" કેમકે,

નુ ઓસ્ત આંકે હર કસ કે દારદ ખેરદ,
ન દારદ ગમે આં કે ગૂ બુગઝરદ.

જે પુરૂષને દુન્યાદારીની લીલી સુકી વિષેનું જ્ઞાન પ્રથમથીજ હોય છે તેનો સ્વભાવજ એવો હોય છે, કે પોતાની જવાનીમાં જે જે કાંઈ દુઃખ સુખ વિતી ગયાં હોય તેની તે યાદ તાજી કરવાની બીલકુલ પરવા કરતો નથી. હે નંદકિશોર બેન! તમારે પણ ગઈ ગુજરી વાતોની યાદ તાજી કરી કરીને સંતાપ ને બળાપામાં ઝુરી મરવું વ્યાજબી નથી. હા, ઘણાં દીકરા દીકરીવાળાં માબાપ જેવાં બીહુ છરી રહે છે, તેવાં વાંઝયાં સ્ત્રી પુરૂષ બીહુ છરી રહેતાં નથી. વાંઝયાંને તો એકજ દુઃખ, કે લાડ લડાવવાને બચ્ચાં નથી, પરંતુ બચ્ચાંવાળાંને તો કોઈનું જરા માથું દુઃખ્યું, કે પેટમાં ફાળ પડી રહે. તેમજ જેઓએ મહિને દહાડે ૧૦૦ રૂપૈયા દીઠેલા નહીં એવાઓએ દુન્યાં વરામ ઍંગ્લો-જર્મન લડાઈના વખ્તે એકના એકસો પેદા કરવાને હજાર કાવાદાવા ને હજાર દગા ફટકા કરીને ૫૦-૬૦ લાખ રૂપૈયા મેળવ્યા હોય છે, તેઓ તો રાત ને દિસ ફીકર ફીકરે અરધા થઇ જાય છે, કે રખે કાવત્રું પકડાઈ આવે, ને જેલ જાત્રા કરવી પડે. આ કારણે તે પોતાની પુંજી છુપાવતા ફરે છે, ને બીજા કોઇના નામ ઉપર નાણું રખાવે છે, અને જો તે હામીદાર ખોટો નિવડયો તો અંતે બધું નાણું પચાવી બેસે છે. ત્યારેજ પેલાને લાગે છે, કે દગો તો સરકારને મેં કીધો ને પાપ તો મ્હારે શીર રહ્યું, ને હરામનું તો બીજોજ પચાવી ગયો! એમ સમજીને ગળે ગાંઠ ને મોંઢે ડૂચો મારીને મનમાં ને મનમાં ઝુર્યા કરે છે, ને કેટલીકવાર તો આવા દલ્લાને ખાતર આપઘાત પણ કરવા પડે છે. તેની વતીનું જો ગરીબજ રહ્યા હોય, ને જે દાળ રોટી હલાલની મળી હોય તે ઉપર શુકરગુજારી કીધી હોય તો એકજ નામ, કે ગરીબ રહ્યા.

બખ્તો દૌલત બ કારદાંની નીસ્ત; જુઝ બ તાઈદે આસમાની નીસ્ત.
ઉફ્તાદસ્ત દર જેહાં બીસીઆર; બી તમીઝ અર્ઝમંદો આકેલ ખાર.

કિમિયાગર બ ગુસે મુરદે ઓ રંજ; અબ્લે અંદર ખરાબે યાફ્તે ગંજ.
પ્રારબ્ધ અને દ્રવ્ય કાંઈ એલમ હુન્નર જાણવા ઉપર અવલંબેલું નથી. એ સર્વે નસીબાની મદદ વિના પ્રાપ્ત થતું નથી. આ પૃથ્વિ ઉપર ઘણાક મૂર્ખાઓને દોલતમંદ દીઠા છે, ને ઘણાક ડાહ્યા પંડિતો ભૂખે મરતા ને ખુવાર થએલા પડેલા છે. કિમિયાગર કિમિયું કરે કરે ને સોનું નહીં થાય, તેના સંતાપ ને દુઃખમાં ખુણે પડીને સબડી સબડીને મરી જાએ છે; જયારે બેઅકલી હેમક મૂર્ખાને એક ખરાબાની જગ્યો ઉપરથી એકાએક ખજાનો હાથ લાગી જાય છે. ઘણાં છોકરાં હોય તો કાંઈ ગોસાંઇને અપાયાં? તેમ ઘણાં છોકરાંવાળાને કે ઘણી દોલતવાળાને તો રોજના ધડક ધુજારા હોય, ને વાંઝયાં કે ગરીબને તો એકજ દુઃખ. હવે ત્રીજા સુંવાળાની વાત કહું તે ધ્યાન દઈ સાંભળો.

પછી ત્રીજા રૂવેળ સુવાળી તળાઈની પરીક્ષા કરનાર તુલિકાચંગ બ્રાહ્મણને માટે એક પલંગ મોકલાવ્યો, અને ઉપર પાથરવા માટે રૂથી ભરેલી સાત રૂવેળ સુંવાળી તળાઇ મોકલાવી. પછી એક ઉત્તમ મેહેલમાં તે પલંગ ઢળાવી, તે પર તે અતિ સુંવાળી તળાઈઓ પથરાવી. તે ઉપર ધોયેલો સફેદ ને કોમળ ઓછાડ પાથરી રાત્રે તેના ઉપર તૂલિકાસંગ સુતો. અર્ધ પ્રહર સુધી સુતો ન સુતો એવામાં તેના વાંસામાં પીડા થવા માંડી, એટલે તે ચીસ પાડતો ને હાથથી પોતાનાં બે પડખાંને દબાવતો દબાવતો ઉભો થયો. તુરત રાજાના સિપાઇઓ તેની પાસે આવ્યા, ને તેના પડખાંમાં જોવા લાગ્યા તો સખત બાંધેલા વાળનો ઝાપો માર્યો હોય તેમ વાંકા અને લાલ કાપા કાપા પડેલા જોવામાં આવ્યા. તુરત સિપાઈઓએ રાજાની પાસે જઈ તે વાત તેને જણાવી, એટલે રાજાએ સિપાઇઓને હુકમ કર્યો કે; "જાઓ, અને જુઓ, કે તળાઈઓની નિચે તો કંઇ નથી?" સઘળા સિપાઇઓ એકે એક તળાઈની નિચે જોવા લાગ્યા તો સાતે તળાઈની નિચે, પલંગની ઉપરથી એક વાળ હાથમાં આવ્યો કે તુર્ત સિપાઈઓએ તે વાળ રાજાની આગળ જઈ બતાવ્યો. રાજાએ તુરત તૂલિકાચંગને તેડાવી મંગાવ્યો, અને વાળને અને તૂલિકાચંગનાં બન્ને પડખાં ઉપર પડેલા કાપાને જોઈ મનમાં અત્યંત વિસ્મય પામ્યો કે, "આ બ્રાહ્મણ તો સાત તળાઈ ઉપર સુતો હતો, ત્યાં તેના શરીરમાં ઠેઠ નિચે રહેલો વાળ કયાંથી લાગ્યો હશે?" આમ વિચાર કરતાં તેણે આખી રાત્રિ ગાળી કાઢી. પછી બીજે દિવસે પ્રભાતમાં રાજાએ ત્રણે બ્રાહ્મણને, સકોમલ, ચતુર અને સુઘડ માની સારો સત્કાર કીધો ને તે ત્રણને ત્રણ લાખ સોનામહોર દાનમાં આપી. પછી તે બ્રાહ્મણ પુત્રો ત્યાંજ સુખરૂપમાં રહ્યા, એટલે કાચબો કાચબાને ઠેકાણે રહી ગયો, અને પિતાના યજ્ઞમાં ભંગ કર્યો તેનું પાતક પોતાને માથે વહોરી લીધું.

આથી વડો ભાઇ બોલ્યો; "શાસ્ત્રની પણ આપણે આજ્ઞા તોડી આપણે મા બાપના રૂણ હરામી પણ થયા ને લુણ હરામી પણ થયા.

मातरं पितरंचैव साक्षात प्रत्यक्ष देवतां ।

मत्वा गृही निषेवेत सदा सर्व्व प्रयत्नतः ॥

ગૃહસ્થ માણસે તો પિતા અને માતાને સાક્ષાત પ્રત્યક્ષ દેવતા રૂપે જાણીને સર્વ પ્રયત્નથી હમેશાં તેમની સેવા ચાકરી કરવી જોઈએ, પણ આપણે તો તેમનો હુકમ ઉત્થાપ્યો, ને તેમને દુઃખી કર્યાં. માબાપને દુઃખી કરનારાં પુત્રો પુત્રી કદિ સુખી રહેતાં નથી. ઠરીને બેસતાં નથી." મુનશીજીઃ—એમાં જરા ફરક છે. જે કોઈ સર્વને દુઃખમાં દિલાસો દઈ સુખોનો આપનારો છે, તેનાથી કદાપિ પોતાના દોષ થકી કોઇને એકાદી વખત દુઃખ રૂપ થવાઈ જવાય તો

તેને દોષ હોતો નથી. તે દિલાસાના આપનારાને કોઈ નઠારૂં કહે તો તે તેનું અજ્ઞાનપણુંજ સમજવું. ઘી સર્વને પુષ્ટિ આપે છે, પણ પોતાના દોષ થકી તાવવાળાં માણસને અવગુણકારી છે, પરંતુ તેથી કાંઇ ઘી ખરાબ વસ્તુ ના કહેવાય.

સુખદ સકલ ઇક દુઃખદકોં, પોચ કહે અગ્યાંન;
આજ અખિલ આનંદ કર, જયોં કુપથ્ય જુરમાંન.

જેનો કરેલો ઉપકાર અમથો જાય નહીં એજ પુરૂષ છે. જેણે જેટલો ઉપકાર કર્યો હોય તેનો પાછો તેથી વધારે ઉપકાર વાળવો એ ગુણ ખાંદાંનીમાં હોય છે. તેથીજ આ ખાંદાંની પુત્રને ઘણું લાગી આવ્યું છે. આ બેટો ખરો વફાદાર જણાય છે. જરા જેટલો પિતાજીની આજ્ઞાનો ભંગ થવાથી બહુ અકળાઇ ઉઠયો છે. વફાદારીની રીતજ એ છે.

વફા ચૂં દરખ્તી બુવદ મીવેહ દાર;
કુજા હર ઝમાની નવ આયદ બબાર.

વફાદારી એ તો મિષ્ટ ફળો આપનારાં એક અમૃત વૃક્ષના જેવી છે, એ ઝાડને તો દર વર્ષે ને દર વખ્તે રોજનાં નવાં નવાંજ ફળો લાગતાં રહે છે.

ત્યાર બાદ જ્યારે આ પ્રમાણે સ્થિર મનવાળા વૈતાળે તે રાજાને અદ્‌ભુત આશ્ચર્યમાં ગરકાવ કરનારી કથા કહી, ત્યાર પછી ફરી ત્રિવિક્રમસેનને તેણે પુછ્યું; "રાજા, જે શાપ દેવાનું મેં તને કહ્યું છે તેનું તું સ્મરણ કરીને કહે કે તે ભોજનચંગ, નારીચંગ, અને તૂલિકાચંગમાં વધારે સુઘડ કોણ?" જ્યારે બુદ્ધિમાન રાજાએ વૈતાળનો પ્રશ્ન સાંભળ્યો, ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો; "મારા વિચાર પ્રમાણે તો હું તૂલિકાચંગને અધિક સુઘડ માનું છું; કારણકે તેના અંગમાંથી વાળનું પ્રત્યક્ષ પ્રમાણ જણાતું હતું; અને બીજાઓએ તે જોયું હતું. બીજાઓએ જે જે દુષણો આપ્યાં હતાં તે તો પ્રત્યક્ષ નહી હતાં, પણ કદાચિત તેઓએ બીજાની મારફતે કંઈ જાણ્યું પણ હોય એવી શંકા કરી શકાય તેમ હતું." જયાં આ પ્રમાણે હજી મુનશીજી વાત કરે છે, એટલામાં તો નંદકિશોર બોલી ઉઠી; "મ્હારા સ્વર્ગસ્થ દીકરાઓ તો સજ્જન હતા. સજ્જન હોય છે તેની ધર્મવૃત્તિ સદા તેમની તેમ રહે છે. સજ્જનો દુઃખથી મુઝાતા નથી. સજ્જનોની સાથે સજ્જનોનો સમાગમ પરિતાપ કરાવતો નથી. સજ્જનો સજ્જનોની આગળ ભય પામતા નથી, પરંતુ આ મ્હારો કહેણુસરનો દીકરો કુસાવલી જતાં મને અર્ધે રસ્તે કાં છોડી જવા લાગ્યો હશે? કાંઈ બુંદમાં કે દુધમાં ફરક તો નો'તો પડયો? ને આમ થોડોકવાર એક સ્થળે નાફરમાન થવાનું તેને કેમ મનમાં આવ્યું હશે મુનશીજી?" મુનશીજીઃ—એ તો જે તે ગામના હવા પાણીની અસર લાગેલી! એમાં બુન્યાદનો કે દુધ ધાવેલાંનો કાંઈ મામલો નથી બેન! સાંભળોઃ—

## ગામ વરામ બેમૂરવત પાણી.

માબાપની સેવા બજાવનારો પિતૃભકતુ નામનો એક સુશીલ પુત્ર હતો. તેનો બાપ આંખે અપંગ ને પગે લુલો હોવાથી પિતૃભકતુ પોતાના બાપને પોતાની ખાંધ ઉપર બેસાડી ગામે ગામ ફરીને પોતાનું ને પોતાના બાપનું ભરણ પોષણ એક નિષ્ટાથી કરતો હતો. ઘણે વરસે એક ગામે આવતાં થાકીને લોટપોટ થઈ કંટાળી રહેલા દીકરાએ બાપને ખભેથી ઉતારીને કહ્યું; "બાપા! હવે તો હું ત્રાસી ને કંટાળી ગયો! હવે તો હું તને પડતો મૂકીને બીજે ગામ જઈશ. તું હવે ત્યાંજ રહે ને કોઈ ભુકલો કકડો આપે તે ખાઈને દહાડા કાઢી ત્હારે માર્ગે લાગજે. હવે મ્હારાથી ત્હારી વેઠ થવાની નથી! બાપા તું ચતુર ને બુધ્ધિશાળી છે, તો આ સ્થિતિમાં પણ તું ભુખે મરીશ નહીં. વિવાદ તકરાર નહીં કરનારો, ચતુર, ઉપકારનો બદલો જાણનાર, બુધ્ધિમાન, અને સરલ એટલાં માણસ નિરૂપાય કે નિર્ધન થાય તોપણ તેને ભરણ પોષણ મળ્યા વગર રહેતું નથી. કવિરાજ ફિરદુશીનો તને દિલાસો હોજો કે;

ન રૂઝે બુઝોર્ગી ન રૂઝે નેયાઝ; બે માનદ હમી બર કસી બર દરાઝ.
ઝમાને ઝમાનીસ્ત ચુ બેન્ગરી; ન દારદ કસી આલતે દાવરી.

જેમ કોઈનો મોટાઈનો દિવસ સર્વદા રહેતો નથી, તેમ કોઇનો પણ તંગી કે હાજતનો દહાડો તેની ઉપર લાંબો વખત સુધી સર્વદા રહેતો નથી. જો તું બરાબર વિચારે તો કળીયુગ પણ એક પળનોજ છે. એ સંબંધી વાદ વિવાદ કરવાની કોઇનામાં પણ શકિત નથી." આવા ભયાનક શબ્દો તાબેદાર બેટાને મૂખેથી સાંભળી ડોસે ફાળ ખાધી, ને રડી ટટળીને દીકરાને અરજ કરવા લાગ્યોઃ—"મ્હારા વ્હાલા બેટા! હું એકલો અજાણ્યા ગામમાં ત્હારા શિવાય કેમ રહીશ! તું બેટોજ જ્યારે અપંગ બાપની ઉપર દયા નહીં કરતો તો પછી પારકું કોણ મને સહાય થશે! મોટો પુત્ર કુળને વધારે પણ ખરો, ને કુળનો નાશ પણ કરી શકે, ને સર્વ કુળને હણી પણ નાંખે ખરો. માંદા પડેલા સિંહને ગધેડાં પણ લાત મારે છે, પણ પડયાને પાટું મારવામાં મરદાનગી શી? તે તો હિચકારો હુમલો કહેવાય. જેનામાં સામો જવાબ આપવાની કે સામો ફટકો લગાવવાની તાકાત નથી તેવા રંજાલાને અપમાન સાથે ઈજા કરનાર પોતેજ રંજાલો છે.

જબ લાકર અકબર ધર્યો, મોતિયન બરસત નીર;
જા સિર છત્ર દરિદ્રકો, બુંદ ઠરે ન શરીર."

બેટો કહે; "ફોડી લેજે હવે ત્હારૂં! શું ત્હારી મોકાણમાં હું પણ હમેશનો દુઃખી થઉં!

દુબા હો કીચમેં મોતી તો કોઈ સર ચઢાતા હય ?
કુએમેં પડકે ગંગાજલ કહીં સન્માન પાતા હય ?"

બાપે કરગરીને કહ્યું; "બેટા !

श्रावयेन्मृदुलां वाणीं सर्व्वदा प्रियमाचरेत् ।
पित्रॊ राज्ञानुसारी स्यात सत्पुत्रः कुलपावन ॥

કુલપાવન સારા પુત્રે માતા પિતાને મધુર વાકય કહેવું, હમેશાં તેમનું પ્રિય કાર્ય કરવું, અને તેમની આજ્ઞામાં રહેવું જોઇએ. કંઠે પ્રાણ આવે તોપણ એક સપુતે તો માતા, પિતા, સ્ત્રી, પુત્ર, અતિથિ અને ભાઈઓનો ત્યાગ કરીને પોતે એકલાએ કયાંએ જવું નહીં જોઇએ. જે પેટભરો માણસ ગુરૂ અને પિતાનો ત્યાગ કરીને પોતે ભોજન કરે છે તે આ જગમાં નિંદાય છે, ને પેલી જેહાનમાં નરકવાસી થાય છે. કડવું બી, પછી તે લીલું હોય કે સુકું હોય તોપણ તે કસ્તુરીની સુગંધવાળાં ફળ લાવી શકે નહીં. જેવી ખાસિયતનાં ઝાડને કે એક બાગબાંને પ્રથમમાં રોપ્યું તો તેની અસલ ખાસિયત શા માટે ફરવી જોઇએ ?

જહાન અઝ શબે તીરહ તારીક તર;
દેલી બાયદ અઝ મૂય બારીક તર.

આ દુન્યા કાળી કાળી રાત કરતાં પણ વધારે અંધારી છે. તેથી મનુષ્યે પોતાનું દિલ તો બાલ કરતાં પણ બારીક રાખવું જોઇએ. ખેર. ત્હારી ઇચ્છા પ્રમાણે કર, પરંતુ મજ દુઃખ્યારા બાપનો છેવટનો એટલોજ શખુન કર, કે મને આ ગામથી ઉચકીને બીજું ગામ આવે ત્યાં લઈ જઈ મૂક, પછી તું સુખે એકલો ગમે ત્યાં જઈશ તો મને ચિંતા નથી !" દીકરે બાપને પાછો ખાંધ ઉપર ઉચકી બીજે ગામ લાવી ઉતાર્યા પછી બાપે કહ્યું; "બેટા! હવે સુખે સિધાર, ખુદા જે કરશે તે ઉપર હું સબુરી પકડીને મ્હારો વખત પૂરો કરીશ !" બેટો કહે; "બાપા ! હું હવે તો તને એકલો છોડીને કેથે જઈશ નહીં, તું તો મ્હારી આંખ પર ! તને મ્હારી છાતી ઉપર રાખીશ, પરંતુ બાપ જેવા બાપને અને વળી તે પણ અપંગ અશકત દુઃખ્યારા બાપને વાએ જેહાન એકલો મૂકવાનો નહીં !

ચે સદ સાલ શાહી બુવદ ચેહ હઝાર; ચે શસ્તો ચે સીઓ ચે દેહ યા ચહાર.
ચુંશુદ એસ્પરી રૂઝે હરદુ યકીસ્ત; ગર અફઝુન બુવદ સાલ ગર અન્દકીસ્ત.

કોઇની જાહોજલાલી શું સો વર્ષની હોય કે શું હજાર વર્ષની હોય; કોઈની સાહેબી સાઠ કે ત્રીસ વર્ષની હોય; કોઈની મોટાઈ દશની હોય કે શું ચાર વર્ષની હોય, પરન્ચ જયારે તે પૂરીજ થઇ ગઈ ત્યારે તે સઘળાના દિવસો તો સરખાજ છે, પછી કોઈનાં વર્ષ ઘણાં હોય કે કોઇનાં થોડાં હોય.

પુરાતન અન્ન, કુળવાન ને પંડિત પુત્ર, કહ્યાસર ચાલે એવી સ્ત્રી, સુસેવિત રાજા, વિચાર કરીને બોલનાર, વિચાર પૂર્વક કામ કરનાર એ સર્વ ઘણા કાળે પણ બગડતાં નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે;

गुरुणांचैव सर्व्वेषां माता परमको गुरुः।
माता गुरुतरा भूमेः खात् पितोच्चतरस्तथा ॥

સર્વ ગુરૂમાં માતા એ મોટો ગુરૂ છે. માતા પૃથ્વિના કરતાં પણ મહાન ગુરૂ છે. પણ પિતા છે તે તો આકાશ કરતાંએ મોટો ગુરૂ છે.

જેસા ગુણ દીનો દઈ, તૈસો રૂપ નિબંધ;
ગે દોઉ કહાં પાઈયે, સોનો ઓર સુગંધ.

બાપ કહે; "દીકરા! હું પ્રથમથીજ ચેતી ગયો હતો. તું પિતૃભકિતવાળો હોવાથી તો મેં હ્હારૂં નામ પિતૃભકતુ રાખ્યું હતું. તું કહેણુસરનો, બાપવખો, તાબેદારી ઉઠાવનારો, માબાપની આજ્ઞા પાળનારો, દયાળુ હોવા છતાં તું મને જે ગામ એકલો મૂકી જવા માંગતો હતો, તે ગામનાં **પાણી મને બેમૂરવત** જણાયાં! ત્યાંની હવા મને અમર્યાદ અને નાફરમાન તથા લુણ હરામ્ જણાઈ. પાણી વરામ ને હવા વરામ જે તે ગામના લોકની દ્યાનત ને ચાલચલણ હોય છે. પેલાં ગામના પાણીજ બેમૂરવત જણાયાં, કેમકે ત્યાં ઉતરીને તેં જેવું પાણી પીધું કે તેવીજ હ્હારી મતિ બદલાઈ ગઈ! એટલા થકીજ મેં વિચાર કર્યો, કે બીજે ગામ જઈશું તો હ્હારી મતિમાં પાછો ફરક પડશે! બેટા, મેં એક મહાન કવિરાજનું વચન ગોખી રાખ્યું છે કે;

હરાં કશ કે પૂઝેશ કુનદ બર ગુનાહ;
તો બે પઝીરો કીને ગુઝસ્તેહ મખાહ!

જે કોઈ પોતાના અપરાધ માટે ક્ષમા માંગતો આવે તેના ગુનાહની તું માફી કબુલ રાખજે; અને બની ગએલા બનાવનું તું વેર લઈ કીનો પકડીશ મા! માટે બેટા, હું તને માફ કરૂં છું, એમાં હ્હારો કસુર નથી, જગ્યોના હવા પાણીનો દોષ છે."

**મુનશીજી**:—માટે હે નંદકિશોર બેન! તમે ધીરજ રાખો. માતાની ગુંચ જાણનારા તમારા બેટાએ થોડોકવાર જે ગામે નીમકહરામ્ થવા કીધું તે તેનો દોષ નહીં, પણ ત્યાંના હવાપાણીનો દોષ હશે.

ધીરે ધીરે રે મના, ધીરે સબ કછુ હોય;
માલી સિંચે કેવરા, પર રૂત આવે ફલ જોય.

માટે ઓ બ્હેન! તું ધીરજ રાખ, ધીરજથી બધુંએ થઈ શકે છે.

કેવરો રોપ્યા પછી માળી ધીરજ ધરીને બેસે છે ત્યારેજ રૂત આવ્યા પછી તેનું ફળ પામે છે. બ્હેન ! તમારા આ દીકરા પણ દહાડે વારેના થશે ત્યારે ડાહ્યા ડહાપણના થઇ જશે. પિતાના મરણ પછી મોટો ભાઈ પિતાતુલ્ય છે. તે માતાને તથા નાના ભાઇઓને વૃત્તિ આપે અને પાલન પણ તેજ કરે. હે સુજાણ ! જે કામ આપણે આગળ કરવું હોય તેનું સાધન પ્રથમથીજ કરી મૂકવું એ સારૂં છે. જો તે ઘડીએ કરવા જઈએ તો તે વાત ગભરાટમાં આપણે હાથ રહેતી નથી. તોપના ગોળાને તોપનું બરિયાન સળગાવ્યા પછી કોઇથી રોકાતો નથી. તીર છુટયા પછી સમજાવેલો સમજતો નથી, ને પાછો ફરીને કદિએ જોતો નથી.

જતન કિયેં સમ્યક પ્રથમ, સબ કૃતિમાંજ સુજાંન;
રૂકયો ન રહિ ફિરિ ગુલ્મ જયોં, બરિ બરિયાંન કમાંન.

બ્હેન ! છોકરાંને સુંવાળાં ને લાડઘેલાં કરી મેળવાથી તેમના નખમાંએ દુઃખ થયું તો તે ખમી શકતાં નથી. છોકરાંને તો રગડ કરાવી ખડતળ કરવાં જોઇએ. હ્યુજીસની સુંદર કળિઓ તમે કાન દઈ સાંભળો.

While in Hirbernia's fields the labouring swain,
Shall pass the plough o'er skulls of warriors slain,
And turn up bones and broken spears.
Amazed, he'll show his fellows of the plain
The relics of victorious years,
And tell how swift thy arms that kingdom did regain.

પ્લીની કહે છે કે; આઇરીશ લોકોની માતાઓ પોતાનાં બાળકોને ચમચા વતી ખોરાક નો'તી ખવડાવતી, પરંતુ તરવાર વતી ખોરાક ખવડાવતી હતી. તરવારોને ચમચાની જગાએ વાપરતી. હરબર્નીયાના લડાઈનાં મેદાનમાં ખેડવૈયાઓ હળો ખેડી ખેડીને તે જંગલભૂમીમાં દટાયલા બહાદુર લડવૈયાઓના માથાંની ખોપરીઓ અને દટાયલાં હાડકાં તથા શસ્ત્રો ઉકેલી કાઢીને, પોતાના બહાદુર બેટાઓનાં પરાક્રમોની બાળકોને યાદ આપતાં તે ખોપરીઓ બતાવતા હતા, અને તે બાળકોને લડાઈના ભયાનકપણાના ભોમાં હિંમતથી ભોગ આપવાના પાઠો શિખાડતા હતા. તમ બ્હેન હવે ભવિષ્યમાં શું નિપજશે તેનો બળાપો હમણાથીજ નહીં કર્યા કરો. પ્રભુ મોટા છે, તે તમારે માટે કોણ જાણે શી શી ગણુત્રિ ને ગોઠવણો કરતા હશે. “જે સંકટ ભવિષ્યમાં ગુજરવાનાં છે, અને જે કદાચ ન પણ ગુજરે, એવાં સંકટના વિચાર કરીને આગમચથી દુઃખી થવું એ મોટામાં મોટી મુર્ખાઈ છે. સંકટ જયારે પ્રત્યક્ષ ગુજરે છે, ત્યારે તે ઓછો ત્રાસ આપતું નથી, તો પછી અરેરે, મારા ઉપર કોઇ આફત આવી પડશે, મારૂં અમુક રીતે નુકસાન થશે, એવી રીતે નિરંતર ચિંતાતુર રહેવું એ

પોતાની મેળે જાણુકની આફત વ્હોરી લેવા સમાન છે. જે માણસ પોતાના મનમાં હમેશાં ભાવી સંકટનાં ભૂતડાં ખડાં કર્યા કરે છે, તે પાછળથી આફતમાં આવી પડે અગર ન આવી પડે તોપણ હેરાનગતિ ભોગવ્યા કરે છે." માટે ઓ બ્હેન! ભવિષના પેટામાં શું સમાયું છે તે કોઈ પણ જાણતું નથી, પણ મને જે અનુભવ થયો છે તે તને કહ્યા છે.

એકવાર લોકોએ લોંકડીને પુછ્યું કે; "ફાડી ખાનારા વાઘની સેવામાં તું શા સારૂ રહે છે?" લોંકડી કહે, "વાઘના મારેલા શિકારનું વધ્યું ખુટયું માંસ ખાવાને મળે છે, તેથી એક તો મ્હારૂં પેટ ભરાએ છે, ને બીજું તો તેના દબદબાની પનાહમાં રહેવાથી હું મ્હારા શત્રુઓથી નચિંત રહું છું." લોકોએ પાછું પુછ્યું કે; "જ્યારે તું તેની હિમાયતના છાયા નીચે આવી ચુક્યું છું ત્યારે તેની છેક નજીક કેમ જતું નથી?" તેણે પ્રત્યુત્તર કર્યો કે; "ગમે તે છે પણ તેના આંકળા સ્વભાવ, તેના ભયાનક ગુસ્સા, અને કઇ વખતે તે શું ને શું કરી નાખે તેનું કંઈ પ્રમાણ નથી, માટે મને દિલમાં દેહસત રહે છે; મ્હારા જીવને તેથી નચિંતાઈ નથી!" આ ઉપરથી શેખ સાઆદી કહે છે કે;

અગર સદ સાલ ગબ્ર આતશ ફરૂઝદ;
વગર યક દમ દરૂં ઉફતદ બેશુઝદ.

અગર જો એક અગ્નિનો પુજારી સો વર્ષ વેર કાં નહીં અગ્નિની પુજા કરે, પરન્ત્ય જો જરા પણ તેમાં તે પડયો તો બળી ગયા શિવાય રહેજ નહીં.

ન મન ઊમીં ઝદમ વગર બહ મનમ;
કે ખાકસ્ત વઝ બાદો આતશ તનમ.

હું પણ કાંઈ પરમાત્મા નથી, કિંવા બેહમન ફરેશ્તો નથી. મ્હારૂં શરીર પણ બીજાંઓ માફક માટી, હવા, આતશ અને પાણીનું બનેલું છે. મ્હને એક ચાલુ દ્રષ્ટાંતનો અનુભવ થયો છે કે; મી૦ દુર્ગારામ ઘેલાભાઈ હીન્દીયા ભાવનગર સ્ટેટમાં રેલ્વે એન્જીન્યર છે, એમના ૧લા દીકરા ગણપતરામ ડ્રોઈંગ માસ્ટર હતા તે પહેલાં ગુજરી ગયા. રજા ચીમનલાલ એલ. એલ. બી. જેવા થયા તેવાજ સ્વર્ગસ્ટ થયા. ૩જા કુબેરામ મીકેનીકલ એન્જીનીયર તે પણ મરણ પામ્યા, ને ૪થા ડોકટર છે તે એકજ રહ્યા છે, પણ બાપને એવી તો ધાસ્તી રહે છે, કે તે જરાએ માંદા પડે છે તો તેઓ ફ્રાળ ખાએ છે. ત્રણેની વિધવાને ત્રણેનાં છોકરાં છે, તેમને જોઇ જોઈને જીવ બાળ્યા કરવા કરતાં વિસંરામણ થકી તેઓ તેમને દૂર રાખી બેઠા છે. મી૦ દુર્ગારામ છાતી ઉપર પથ્થરો મૂકી બેઠા છે કેની! એવાઓનું જોઇને તું પણ જીવ ઠેરવીને શાંતિ પકડ બેન! જ્યારે ચાલતું ચલણ હોય છે ત્યારે એક બોલાવે દસ આવે, ને નબળું થવા લાગ્યું કે દશ

બોલાવે એકે નવ આવે. કાજીજીની કુતરી મરી ગઈ તેની પાયદસ્તે લોકો પુષ્કળ ઉતરી પડયાં, ને કાજીજી મુવા ત્યારે કોઈ બારણે પણ ફરકયું નહીં. બ્હેન!

અઝીન ઝારી ઓ સૂગવારી ચે શુદ?
ચુનીન રફ્તો ક્નિ બુદની કાર બૂદ.

હવે રડી રડીને શોક ને જારી કરીને તું શું હાંસલ કરીશ? આવોજ બનાવ ત્હારે ત્યાં બનવા કાળ હતો તે બન્યો; હવે શું કરાવે છે? હવે બાકી રહેલા બેટાઓને ઉદ્યોગમાં નાખ, તેઓ ત્હારો દહાડો વાળશે. પ્રખ્યાત ગેવીન વંશના માણસો પોતાની ચઢતી દશા માટે એટલી મગરૂરી લે છે કે; "ઉદ્યોગથી અમે આબાદીને પહોંચ્યા છિયે." પરંતુ ગાસ્કોન કુટુંબ છેક પાયમાલ થયું તોએ તેના નબી-રાઓની હેંકરાઈ તેંહુકરાઈ ને બડાઈ કમી નો'તી થઇ. અન્નકી ગઈ પણ કન્નકી નહીં ગઈ. તે કુટુંબીઓ ઘણી ગરીબાઈમાં હોવાથી પોતાના બાપદાદાના મહે-લમાં ઉમદા ફરનીચરોને લાકડાંની જગાએ બાળીને રસોઈ કરાવતા છતાં, પારીસના લૉવરેની સુંદરતા વિષે જ્યારે એક ગાસ્કોનને પુછવામાં આવ્યું ત્યારે તે ખાંદાંની તુમાખનો સાહેબજાદો બોલ્યોઃ--"ઠીક છે. આ મહેલ દીઠાથી મ્હારા પિતાજીના તબીલાના પાછલા ભાગની મને યાદ આવે છે!" આવો અહંકાર લાડ નાજમાં ઉછરી ગએલા કુમળા સુંવાળા છોકરાઓનેજ હોય છે; તેઓ સમજતા નથી, કે

સરન્જામ બેસ્તર જે ખેશ્તસ્તો ખાક;
વગર સૂખ્તેહ ગર્દદ અંદર મંગાક.

સર શેવટે તો આપણ સર્વે મનુષ્યોનું બિછાનું ઇંટ અને ખાકનુંજ થવાનું છે. પછી કોઇ ચિતામાં બળી મરો, કે કોઈ દોખમામાં ચટ્ટાપાટ પડો, કે કોઇ બંધ કબરમાં હાથ પગ વાળીને અદબ આદાબથી સુવો!

---

# દિલાસા પત્ર.

## ( ૩૨૨ મો. )

---

"Thrice happy they–the wise contented poor;
From lust of wealth, and dread of death, secure!
They tempt no deserts, and no griefs they find;
Peace rules the day, where reason rules the mind.
Collins."

"વહુ કફોડી ને કબાંટ મળી એના જેવું દુઃખ માટીડાને એકે નથી." વસંત હાય મારીને બોલ્યો. હે વસંત! "પોતાનું દુઃખ સૌને વ્હાલું છે"

આ મ્હાનાં વાકયનો વિચાર કર. વસંત! હું ઠીકજ કહું છું, કે સર્વને પોતાનું સંકટજ પ્રિય હોય છે. દુન્યાં મતલબી છે, જેથી દુઃખના વિષયમાં પણ સર્વનો પોતાનાજ દુઃખ વીશે સ્વાર્થ લાગેલો છે. એટલા માટે દરેક જણ પોતાના દુઃખને મોટપણ આપે છે, પરંતુ પોતાનાથી બીજાં વધારે દુઃખી દર્દી કેવી સજા ભોગવે છે તેનો તેમને જરાએ ખ્યાલ આવતો ન હોવાથી, પોતાનું દુઃખ મોટું ગણી માનવી નાસબર થઈ ખુદાઇ ન્યામત ઉપર વિના કારણે અફસોસ કરે છે. હે વસંત! આ ઉપરથી કવિએ આપ-વિતી કહી છે, કે હું કદી પણ મ્હારી ગરીબાઇ માટે વિલાપ કરતો નથી, કે દુન્યાંની ગીરદેશથી હું રંજીદા પણ થતો નથી. એક વખત મ્હારા પગમાં જોડો પણ નહીં હતો, અને તે ખરીદવા મારી પાસે કાંઇજ નહીં હતું. તેવે અવતારે કુફાની મસજીદમાં ઘણુંજ દુઃખી દીલે હું નેમાજ પઢવા ગયો. ત્યાં મેં એક જણને જોયો, કે જેના બેઉ પગજ નહીં હતા! મેં ખુદાની મહેરબાની માટે પાડ માન્યો, અને મ્હારી સારી સ્થિતિ માટે શુકરાના કીધા.

મુર્ગે બેરિયાન બ ચશ્મે મરદુમે સઈર<br>
કમતર અઝ બરગે તરેહ બરખાનસ્ત.<br>
વ આનકેશ દસ્તગાહ વ કુદરત નીસ્ત;<br>
શલંગમેં પુખ્તેહ મુર્ગે બેરિયાન અસ્ત.

એક ખાઇને ધરાએલા માંણસ આગળ મરઘીની બુરીઆંની ભાજી કરતાં પણ નજીવી લાગે છે. જ્યારે એક ભુખ્યા અને ખાવાનું મળ્યા વગરના માણસને મનસે એક બાફેલું સલગમ પણ મરઘીની બીરીયાની મીસાલ લાગે છે.

---

## ધૈર્ય એજ મોટામાં મોટી પ્રાર્થના.

---

આ રીતે જે માણસ પોતાના સ્વાર્થ કરતાં બીજાના સ્વાર્થ તરફ બારીકાઈથી જુએ છે તેજ ખરો દુઃખ-સેવક સંત છે. તેજ ખુદાનો લાલ છે. જે મનુષ્ય પોતાની સ્વાર્થિ વૃત્તિની સામે નિરંતર લડે છે અને તેનું સ્થાન સર્વ વ્યાપક પ્રેમને આપવા ઇચ્છે છે, તેજ 'સંત' છે. તે જંગલમાં ઝુંપડાંમાં પડી રહે છે અથવા તો જનક વિદેહીની પેઠે રાજમેહેલમાં બીરાજે, ને બીજાઓને વાણી દ્વારા ઉપદેશ આપે, અથવા તો અંધકારમાં પડી રહી બીજાઓને સુવિચાર દ્વારા લાભ આપે, છતાં તેવોજ પુરૂષ ખરો 'સંત' છે. હે સંતના થએલા વસંત! તું જરા ઠંડો પડ, જરા ધીમો થા, ત્હારાંજ દુઃખ કાંઈ નવાઇનાં નથી. આકળાપણાથી જગત મંડાઈ નથી, પણ ધીમે ધીમે ઈશ્વરે જગત રચ્યું છે, ત્હારા એકલાના સ્વાર્થને લીધેજ કાંઈ ઈશ્વરિ નિયમ ચલાયમાન થાય નહીં. ધીરાં કામ સાહેબનાં છે. ધીરજ

અને ધીમાશથી થયલું હરેક કાર્ય સંપૂર્ણ હોય. મોટાં અને સંપૂર્ણ જનાવરો જન્મતાં ઘણો વાર લગાડે છે, અને ઉધરે છે તે પણ ધીમે ધીમે; પણ જે જીવ જંતુઓ એક કલાકમાંજ ગર્ભ ધારણ કરી તુર્ત જન્મ આપે છે, તેઓની જીંદગી પણ ભાગ્યે એક દહાડાનીજ હોય છે. એ રીતે બાયડીનાં દુઃખો પણ જીવજંતની જીંદગી જેવાં ક્ષણિક સમજો. ઝાંખરાં તો ગમે તે મોસમમાં ઉગી નિકળે છે, પણ તે નકામાં હોય છે. અનાજ તો તેના નિમેલા વખ્તે રોપીને પછી થોભવા પછીજ તૈયાર થાય છે. ઇજીપ્ટના પીરેમીડો પુષ્કળ વરસોની જેહુમતથી બંધાયલા હોવાથી, તે કાંઇ કાંઈ જમાનાઓ થયા તોએ આજે દુન્યાંની એક અજાયબી તરીકે ખડા છે. પરંતુ ફ્રોન્ટહીલ એબી ચમત્કાર જેવી રીતે થોડા મહિનામાં બંધાયું, પણ તેનો રાક્ષસી મિનારો જેવો બંધાઈ રહ્યો કે તુર્તજ ઈ૦ સ૦ ૧૭૯૬માં તે આખું મકાન જમીનદોસ્ત થઈ ગયું. સબુરીથી ચણેલા મિનારા ટકવા પામ્યા છે. તેમજ માનવીએ જે જે કાર્યમાં સબુરી રાખી છે તે તે કાર્યમાં તેને ફ્તેહ પણ મળી છે. ઇરાંનીયોના સપાટામાં જ્યારે ૧૦૦૦૦ ગ્રીકો સાથે ઝેનોફન ઘેરાઈ ગયો ત્યારે સબુરી અને હિંમતથીજ પોતાના લશ્કર સહિત છટકી જવા પામ્યો હતો. અલ્યા વસંત! સ્વર્ગનો દરવાજો બહુ સાંકડો અને ન્હાનો છે; જગતની ખોટી ભ્રમણાઓથી ઉતાવળા ને આંધળા બનેલા મૂર્ખ મનુષ્યોથી કદાપિ તે જોઈ શકાશે નહિ, ખુલ્લી દૃષ્ટિવાળા જેઓ એ માર્ગ જોઈ શકે છે, અને તેમાં દાખલ થવાને ઈચ્છે છે, તેઓ પણ દરવાજાનાં બારણાં બંધ થયેલાં અને તેનું તાળું સજ્જડ બંધ કરેલું જુએ છે. તેની ભૂંગળો અભિમાન, લોભ, ક્રોધ અને કામ છે. અને ઉતાવળે તાળું ઉઘાડવાની દોડાદોડી કરનારો તો નીચાણમાં ગબડી પડી નર્કવાસ પામે છે. માટે હે વસંત! ત્હારાં પાપ કર્મ ઉતાવળે નાબુદ કરવા સારૂ તું ઉતાવળો થા, પરંતુ સૃષ્ટિ રચનાનુ જ્ઞાન થવા માટે તો તું ધીમો પડ. આબાદી પ્રાપ્ત કરવાની ઉતાવળમાં તું ઇશ્વરને ભુલીશ. બીશપ હૉલ કહે છે તેમ, તું લાંબી જીંદગીની સઘળી આબાદીમાં ઈશ્વરમય થઈશ નહીં, પણ માત્ર એક ટુંકાં અઠવાડિયાંની મુશીબતોજ તને ઈશ્વર વિષેનું જ્ઞાન આપશે.

"I have learned more of God, and of myself, by one week's suffering than by all the prosperity of a long life time." હે વસંત! તું ઈશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કર, બીજાં બધાં વેહુજાં છોડી દે. જ્યાં સૂધી આત્મજ્ઞાન થયું નથી ત્યાં સૂધીજ આ જગતની બધી ગડબડ, ધમચકી અને દોડાદોડી છે. હું તને પાછું કહું છું, તો ભેદભાવ રાખ્યા વગર, તે, પેલા, પરબ્રહ્મા, પરમાત્માને ઓળખ. બાયડી ભુંડી, બાયડીના સંતાપ નહીં ખમાતા, એવાં એવાં રૂદન નહીં કર. રડવાથી શું થવાનું છે? આંસુના વરસાદ વરસાવ્યાથીજ જો ખુદાને પણ દયા આવતી હોત તો જગતમાં ઘણાએ રડનાર

પડેલા છે. માટે રડી રડીને અર્ધો નહીં થઈશ. શાયર કહે છે;

ન માનદ જાનવર અઝ વેહેશો તીરો માહીઓ મૂર;
કે બર ફલક ન શુદ અઝ બી નવાઈ અફગાંનશ.
અજબ કે દુદે દેલે ખલ્ક જમે મી ન શવદ;
કે અબ્ર ગરદદો સેલાબ દીદે બારાંનશ.

જાનવરોમાં ચોપગાં, પક્ષીઓ, માછલીઓ, અને કીડીઓ એ સઘળાંએ એક દુકાળના પ્રસંગે ભુખમરાથી પોકારે પોકાર કીધા, પણ તેમનો પોકાર આશમાન સૂધી નહીં પહોંચ્યો. જેટલા પોકાર આકાશ સૂધી પહોંચ્યા તેનાથી, અને તેમની હાય અફસોસના ધુંવાથી, અજબ છે કે તેનાં વાદળાં નહીં બંધાયાં, અને તેમના આંસુઓથી મોટી રેલ પણ નહીં આવી !

"ભેદ ભાવના દિલસે છોડ, નિર્ભય બેઠા મૂછ મરોડ !" સાધુ પુરૂષનું વચન છે કે; તે પરમાત્મા ની આજ્ઞાથી સૂર્ય તપે છે; ઇન્દ્ર એનું પાણી ભરે છે; પવન એનો દુત છે; નદી એની આગળ રેતીમાં આળોટે છે; રાજા મહારાજા, દેવી દેવતા, વેદ, પુસ્તક જે કાંઇ પણ છે તે સર્વ આત્મદર્શીનો સંકલ્પ માત્ર છે. ત્રિભુવનમાં પણ એ ચૈતન્ય પુરૂષ જ્ઞાનવાનનો પ્રકાશ પડે છે. ત્રિલોકી દીપકમાં જ્યોતિ રૂપ જ્ઞાનવાન છે. ચૌદ લોક એક શરીર છે, જેમાં જ્ઞાનવાન પ્રાણ છે. માત્ર એજ સત છે; અન્યથા કાંઇ છેજ નહિ. બ્રહ્મનિષ્ટના ચરણમાં ધરણા માટે ધરણી ધાન્ય પેદા કરે છે; આત્મ સ્વરૂપ મહાત્માનાં દર્શન માટે ઋતુ નવાં નવાં રૂપ બદલે છે; દુનિયાનાં રાજકાજ એના માટેજ હતાં; અને એના આગમનથી અન્ય કાર્યનું કર્ત્તવ્ય પૂરૂં થયું, સર્વ પરિશ્રમ સફળ થયો; ઉપાસના, પ્રાર્થના, ભક્તિ, આંસૂ પાડવાં, માથું ફોડવું, તથા પ્રેમની ફિકકાશ ત્યાં સુધીજ હતી કે જ્યાં સુધી જ્ઞાનની લાલી નહોતી આવી. શરીરાદિની પીડા, સમ્બંધ, લોકોની ઈર્ષા, દ્વેષ, સેવા, અને સન્માનથી મને શું છે ? ભલે કોઇ સારો કહે, કોઈ નઠારો કહે, હું કોઇનું કહેવું નહિ માનું; જે પોતેજ ભૂલેલા છે તેમના કહેવા પર શું ભરોંસો રાખવો ? કેવળ શાસ્ત્ર અને પ્રમાણુજ માનનિય છે. મ્હારામાં કાંઈ પીડા નથી, કાંઈ શોક નથી, ઈર્ષા નથી, રાગ નથી, જન્મ નથી, મરણ નથી, દેહ નથી, મન નથી—હે વસંત ! એવો તું થા. સંસારમાં જન્મ લીધો છે તે મરવા માટે છે, પરંતુ મરવા માટે તું તૈયાર થવા અગાઉ મરી જાણવા જેવાં સદ્કર્મ કર, ઝુર્યા નહીં કર. નેક કરણીથીજ તને કેમ મરવું તે પણ સમજાશે. તું તો જેવું ભુંડનું છાણુ, નહીં લીપ્યામાં કે નહીં થાપ્યામાં.

લાઈ થી યેહ કજા તુઝે, જો આ યહાંપે મર ગયા,
હય હય અજલકે હાથસે, કોઈ ન આકે ફીર ગયા.
જીસકી ન હોતી હય કજા, મરતા નહીં વોહ કીસ વજેહ,

ગર્ચે વોહ મુંહમેં શેરકે, આકર કભી વોહ પડ ગયા.
ક્યા દમકા યેહ ભરોસા હય, માઅલુમ ઘડીકી નહીં ખબર,
યેક દમમેં ઉસકા દમ અભી, હય હય નીકલ કીધર ગયા!
એક રોઝ ઇસ તરાંહસેહી, હર યક મરહી જાએંગે,
હોગા ખુશી વોહી બશર, જો હાથસે અપને કર ગયા.

"જ્યાં સુધી ચાર મુખવાળા બ્રહ્મા જગતની રચના કર્યા કરે; જ્યાં સુધી અનંત શેષ નાગ, રસા–પૃથ્વિને ધારણ કરી રાખે; જ્યાં સૂધી મહાદેવના અર્ધ અંગને વિષે ઉમિયાજી વાસ કરીને રહે; જ્યાં સૂધી ઔાષધીના જીવ રૂપ ચંદ્રમા અમૃતને સ્રવ્યા કરે; જ્યાં સૂધી સરસ્વતિ દેવી, વર્ણ–અક્ષર–વિદ્યા રૂપે જગતમાં ફેલાઈ રહે; જ્યાં સૂધી આકાશમાં વાયુ ગતિમાન રહે; જ્યાં સૂધી વિષ્ણુ ભગવાન અને લક્ષ્મીજી, રસ સહિત દાંપત્ય સુખમાં રહે; જ્યાં સૂધી મુનીશ્વર નારદજી વીણાને ધારણ કરે, અને જ્યાં સૂધી પર્વતો તથા સ્વર્ગ અચળ રહે, વરસાદ વરસ્યા કરે, તથા સૂર્ય જગતને તેજ તથા ઉષ્ણતા આપ્યા કરે, તથા ગંગાજીનું પવિત્ર જળ મોજાથી હિલ્યા કરે, ત્યાં સૂધી હે વસંત! તમે ચિરંજીવ સુખી રહો, અને સુકૃત્ય કર્યા કરો!" આ વાત તો સિદ્ધ થઈ ચુકી છે, કે જે કોઇ પોતાનાં ચાલતાં ચલણમાં અને પોતાના સબળા વખતમાં લોકો સાથે ભલાઇ નહીં કરે, તે પોતાના નબળા વખતમાં કષ્ટિ ભોગવેજ ભોગવે. પોતાના નબળા વખતે જેને ટેકો મળ્યો છે તે પોતાના સબળા વખતે પણ તે પાતળા વખતની સ્થિતિને ઓળખે છે.

ઘોડાના જીન બનાવનારો એક જીનગર ઇશ્વરનો ભકત હતો. તે રાત દહાડો એક સમજીને દાળભાત ખાઇને જેમ તેમ કરી પોતાનું અને પોતાના કુટુંબનું પોષણ કરતો હતો. નબળો વખત બદલાયો, અને તેની પાસે પુષ્કળ દોલત થઇ, અને વળી એક ખુબસુરત દીકરી પેટે પેદા પડી. તે છોડી ઉપર એક જવાન ઉમરાવ પ્યારમાં પડયો હતો, મગર પેલો જીનગર એવું વસ્યત કરીને મરણ પામ્યો, કે જો મારી છોકરી ઇશ્વર ઉપર શ્રદ્ધા રાંખનારા કોઇ જીનગર સાથેજ લગ્ન કરે તોજ તેણીને આ ગંજાવર દોલત આપવી; કેમકે જે કાંઇ છે તે મ્હારા નબળા વખતની બરકત છે! પેલા જવાન અમીરે પોતાની પ્રિયાને ખાતર અમીરી દરજ્જો છોડી દઇને સાત વરસ સૂધી ઇશ્વરનું સ્મરણ કરી જીન બનાવવાનો ધંધો કર્યો, અને પછી પેલી કન્યાને પરણી શકયો. અરે વસંત! સાત વરસજ નહીં, પણ માત્ર સાત દિવસજ જો તું ફકત સાચુંજ વિચારે, સત્ય બોલે, અને સત કર્મ કરે તો ઈશ્વર ભગવાન તને સાક્ષાત દર્શન આપ્યા વગર નહીં રહે, અને ત્હારી સંસારી આફતો એક પલકારામાં જરૂરજ દુર કરી નાખે. માટે તું જ્યાં ત્યાં કાંગો ઘેલો થઇને "દુઃખી છુ" એવો દેખાવ કરતો સગાં વ્હાલાંમાં

કોહેલું મોઢું કરીને જતાં શરમા. હરી ભક્તિ કરતાં શરમાતો નહીં, પણ ઘેરઘેરે રડાકુટા કરવા જતાં શરમાજે. કેમકે ઘણા લોકો એવા રડાકુટા કરનારાં ખરાં દુઃખી હોય તોપણ, તેમનાથી સુગાય છે, કંટાળે છે, ને વહેમાય છે. કવિ કહે;

ઝે બખ્ત રૂએ તુર્શ કરદે પીશે યારે અઝીઝ;
મરવ કે ઍશ બરૂ નીઝ તલ્ખ ગરદાંની.
બ હાજતી કે રવી તાઝે રૂઇઓ ખંન્દાં રવ;
ફેરૂ ન બંદદ કારે ગુશાદે પીશાંની.

પોતાનાં અભાગ્યાં નસીબથી મોઢું ખાટું કરીને તું ત્હારા વ્હાલા મિત્રની પાસે નહીં જા, કેમકે એવી રીતે કીધાથી તેનું આનંદભર્યું દિલ પણ તું ખાટું કરીશ. કાંઈ પણ ગરજ કે હાજતને સારૂ તું કોઈની સોડે જાય, તો ત્હારૂં મોઢું હસ્તું રમતું ને તાજું રાખીનેજ જાજે. ખુલ્લા નિખાલસ ચહેરાના માનવીનું ધાર્યું કામ નિષ્ફળ ના જાય. હસ્તે મોઢે જવાથીજ કાર્ય સિધ્ધિ થાય.

દુઃખ દરદ જો લાંબો વાર રહ્યું તો તેનું જોર પણ ટુંકું થશે, અને પહેલાં જેવું લાગતું હતું તેથી જરા નરમ લાગશે. જો તું પ્રભુ ઉપર બેસે તો પ્રભુ સામે દુઃખ દરદ વિષે કડવી ફરીઆદ ઉઠાવવાને ત્હારે શરમાવું જોઈયે. હરિનો પાય જેણે પકડયો તેનું દુઃખ ભારે જુસ્સા ભરેલું હોય તે પણ ટુંકું સમજવું. તે દુઃખ લાંબો વાર તેને હલાક કરનાર નથી. વ્હેલું આવેલું દુઃખ વ્હેલું ચાલ્યું જાય.

आलोक्य सर्व शास्त्राणि विचार्यानीच पुनः पुनः ।
इडमेव सुनिष्पन्नम् ध्येयोनाहायणः सदा ॥

વિચારવા યોગ્ય સર્વ શાસ્ત્રો ફરીફરીને જોતાં એજ તાત્પર્ય જડયું છે કે; **ઇશ્વરનું સદા સ્મરણ કરવું**. વહુનાં દુઃખોનું સ્મરણ શાને કરવું? આવાં ફાંફાં મારવાનું કારણ સંસારી તો એટલુંજ સમજાવે છે, કે ઘરનું છાપરૂં મરદ કરતાં સ્ત્રી વહેલી હેઠળ લાવે છે. માટે સ્ત્રી લાવવામાં ત્હારે સો વાર વિચાર કરવો જોઇતો હતો. જ્યારે હે દુઃખી વસંત, ત્હારૂં ઘર તો આ કડવા અનુભવો મેળવવાની આપો આપ નિશાળ થઇ ચૂકયું છે, ત્યારે ત્હારી હાલની સ્થિતિમાંજ શાંતિ પકડ.

In contracting marriage, the senses are dangerous counsellors.

વરવહુનો સંગીન પ્યાર જ્યારે પોલાદ કરતાં પણ મજબુત હોય, પ્રિયા પ્રિતમની જોડી જ્યારે એકમેકને અનુકૂળ હોય, અને અખંડ પ્યારમાં બીજું કશું ભંગાણ પડતું ન હોય; ત્યારે વારંવાર તેઓના ભવસાગરમાં ખુદાતાલા કાંઈ પણ વિચિત્ર વહાણ ચલાવ્યા વિના રહેતા નથી. જેઓએ અભાગ્યા ૧૬મા લુઇનો ઇતિહાસ વાંચ્યો હશે, તેઓને તુર્ત એ વાત યાદ આવશે. યાદ કર! મન લગાવ! ઇ૦ સ૦ ૧૭૯૨ની આગસ્ટની યાદગાર ૧૦મી તારીખ! જે દિને

ઝનુની લોકોએ ટ્યુલરીઝના તેના મહેલ ઉપર હુમલો કરી સહકુટુંબ જફા ગુજારી હતી, અને જે વેળાએ ઝાઉસ લોકો મરતા તરફડતા લુઈને ખેંચી લઈ જવાની દોડધામ કરતા હતા, તે વેળાએ વિખરાએલા બાલો સાથે વિહ્વળ ચહેરાવાળી એક સ્ત્રી આ ઝનુની ટોળાંમાંથી પોતાનો રસ્તો ઝડપથી કરતી આવી. તેણી એક માર્યા ગયલા પ્રિતમની જોસ્તેજો કરતી હતી! જેનું શરીર છુંદાઈ ગયલું, અને ઓળખાય નહીં એવું કદરૂપું અને બેશીકલ હતું, પરંતુ પેલી જે પ્રિય વસ્તુ શોધવા આવી હતી, તેને મળતું આવતું તે મડદું હતું. તેણીએ તે મુડદાંનો જમણો હાથ ઉચકયો, અને આંગળીએ પહેરેલી લગ્ન પ્રસંગની વિંટી તેણે ઓળખી કાઢી. એ વિંટી વરવહુના અખંડ પ્રેમની યાદમાં તેણીએ પોતાની પદરથી પોતાના પતિને પહેરાવી હતી. તે પ્રેતને જોતાંજ તે લોથ ઉપર તેણી તુટી પડી, તેના શબને બાઝી પડી, અને ભેટતાં ભેટતાંજ બેશુદ્ધ અને સ્તબ્ધ થઇ ગઈ! તોફાની લોકો ભયભિત ચહેરે. એકદમ તેણીને ખુંચવી લેવા તુટી પડયાં, અને તેણીને મુડદાંથી છુટી પાડી ખરી, પરંતુ પતિની બગલગીરીમાં તે પણ જાણે એક મુડદુંજ હતી! આવી સ્ત્રી જેને મળે તેનોજ સંસાર સુખી થાય, નહીં તો ત્હારા જેવી કફોડી સ્ત્રીજ સંસારને સીહા બનાવવાને દોષિત થાય.

મેંને દેખા દોસતો, ઇસ ઇશ્કકે સારે ફરેબાં,
રાત દીન જગતા રહા, જીતે જી ભર રહે ગએ.
મોતકો કરના કબુલ, ઔર ઝહર ખાના ખુબ હુએ;
જો ફસા ઇસ ઇશ્કમેં વ્હો લાખો દુખાં સહે ગએ.

હે દુઃખી વસંત! ત્યારે વિચાર કરો, કે સર્પનાં જડબાં મધ્યે વિખ કોણે શા સારૂ વાટયું? ઘોડાની કમાનદાર ગરદન મધ્યે શૂર કોણે શા માટે સરજ્યું? એ માંહેલા એકને મનુષ્યના પગ તળે કચડવા, અને બીજાને માનવીનાં સુખ અને સગવડને માટે હેતથી પાળવા એકજ ધાણીએ મનુષ્યને શિખવ્યું છે. દુઃખ, ભુંડાઈ, નઠારૂં, પાપ, ઝેર, બદી, એ સર્વનાં કારણો ઉલટી દિશાએથી માનવી જોવા લાગ્યો, તેથીજ તેને દુઃખની હસ્તીનું કલ્પિત ભાન થયું છે. માટેજ ત્હારી કફોડી ફીકફુડેલ ધણીઆણીમાં તું ઝેર જોતો હોય તો તેને અમૃત બનાવવાની યુક્તિ કર. ધણીઆણી મારફાડ કરતી હોય તો તેને, ત્હારાં શરીરની કેવી મજાની ચંપી થાય છે, એવાં સ્વરૂપમાં લેખી લે, પરંતુ ત્હારા જીવને જરાએ નાખુશીના નિસાસામાં નહીં નાખ. "જેમ કોપરનીકસ અને કેપલરના વખતમાં એવો વિચાર જડ ઘાલી બેઠો હતો કે, સુરજ ધરતીની આસપાસ ફરે છે, તેમ હાલના વખતમાં દરેક શખ્સ એવું માને છે, કે લોકના બંધારણમાં કંઈક નઠારૂં તત્વ ઘુસવા પામ્યું છે. જેમ તે વખતે બીન માહિતગારો એવું વિજ્ઞાન ધારતા'તા કે પૃથ્વિ સ્થિર છે, અને કુલ જગતનું તે મધ્યબિંદુ પૃથ્વિજ છે, તેમ

હમણાના બીન માહિતગારોમાં, એવોજ ધખારો પેવશ થવા પામ્યો છે કે, પ્રથમ દુઃખની હસ્તી છે, જેમાં માનવીજાત સપડાયલી છે; અને તે તેઓ જોઈ પિછાની શકે છે. જેમ તે વખતે ધરતીની સ્થિર ગતિને ધાર્મિક નજરે જોઈ, ધર્મનો સવાલ બનાવ્યો હતો, તેમ હમણા ઈનશાન પર જો દુઃખ પડે છે, તો તે પણ ધર્મની નજરે તપાસવા માગે છે; અને ખરેખરૂં છે કે ક્રિશ્ચીયન ધર્મની આ યોજના પ્રથમ દુઃખની હસ્તી સ્વિકારે છે, અને તે નિયમ પર ઘણાએક કાનુનો રચાયલા છે; જેવાકે ભોગ, બંદગી, તોજેશ, માફી, પાપનું તારણ, પાપના બંધનમાંથી જાવેદાન સુધીનો છુટકારો, કાયમની જફા, અમરપણું, બહેસ્ત, દોજખ વિગેરે. આવા કાનુનોના ઓથા હેઠળ સંસારથી દાઝેલાંઓએ સંસારથી નાસી જઇ જોગીઓનાં મઠો ને મોનેસ્ટરીઓ ભરી મૂકી. પણ મોતે કે સંસારે તેમને નાસવા દીધાં નથી. મોત કે સંસાર કદિ પિછો છોડે નહીં. ભોંયરાંમાં ભરાવ કે જંગલમાં નાશી જાવ, પણ મોત ને સંસાર કોઈને છોડતાં નથી.

નાઠે ન મુકે ભૂખ, દુઃખ નાઠે નવ જાય;
નાઠે ન મુકે ભોગ, રોગ નાઠે પણ થાય;
નાઠે ન મુકે તાવ, પાપ નાઠે નવ છુટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લુટે;
કુદી નાઠે મોત મુકે નહીં, પ્રસવ્યો ત્યાંથી પાસ છે;
કવી સામળ ભટ સાચું કહે, નામ સર્વનો નાશ છે.

દુઃખની બાબત સાયન્સ અને કુદ્રતી કાયદાઓને લગતી છે, અને નહીં કે અલૌકિક યા ધાર્મિક બાબત છે. કારણકે; દુઃખમાં અદ્દભુત જેવું કાંઈજ નથી. જેમ કોપરનીકસ અને કેપલરના વખતમાં, દરેક શખ્સ નજરે નજર જોઇ શકતો'તો કે, સુર્ય અને બીજા તારાઓ પૃથ્વિની આસપાસ ફરે છે, અને તે પોતે પૃથ્વિ પર વસતો હોવાને લીધે, અને સાયનટિફિક વિદ્યાની કોટાઇને લીધે, ધરતી ફરે છે કે નહીં, તે તપાસવાની, અક્કલ, બુધ્ધિ યા જ્ઞાન વાપરી, ખોટાં અનુમાનો દૂર કરી શકતો'તો નહીં, તેમ હાલમાં ઘણું ખરૂં દરેક માણસ, સોગંદ પર કહેવાને તૈયાર થશે કે, દુન્યાના દરેક ખૂણામાં પ્રથમ દુઃખ ઉપજવા પામ્યું છે; પણ તે સમજી શકતો નથી, કે જેને તે પ્રથમ દુઃખ તરીકે ઓળખાવે છે તે તો સાર્વજનિક ભલાંનો ભલી રચનાનો એક ભાગ છે; અને તેમ સમજી શકવાને વાસ્તે સાયનટિફિક જ્ઞાનની સંપૂર્ણ સમજ ધરાવે નહીં, ત્યાં લગી તે કદી સમજી શકશે નહીં. चक्रवत्परिवर्तंते दुःखानि च सुखानि च ॥

"Into each life some rain must fall,
Some days be dark and dreary." *Longfellow.*

દુઃખના ફાયદા જે કોઈ ખુલ્લી રીતે પિછાની શકે, તે ફિલસુફીનો

માર્ગ અખત્યાર કરે છે. જે ઘણું સારૂંજ માને તે સંસારનું ઉખાણું ઉકેલી શકે.

"The riddle of the world is understood,
Only by him, who feels that all is good."

## જીંદગી એક મુસાફરી–મોત આપણે ઘરે જવાનો માર્ગ.

નહિ પછીના ઓવારા છેજ. ભયંકર રોગ થાય ને વૈદ કે ડાકટર જેવું ઈશ્વરે ન સરજ્યું હોય, તો માણસ હેબતાઈનેજ મરી જાય. અદાલતમાં મુકદમો મંડાય ને વકીલ જેવા મદદગાર બનાવેલા ન હોય તો દાદી તો આભરો ગાભરો બની ગભરાઈ જાય. બેહદ આફત વેળાએ કાંઈજ નહીં તો આપણો મોટો વકીલ ને મોટો ડાકટર ઇશ્વર જેવો કોઈ છેજ નહીં એમ જાણી, તેની મદદ ન માગી જાણયે, તો આપણ ઇનશાન બીજો શું રસ્તો લઈ શકયે? માયા, માયા, અને માયાથીજ આ સંસારના બંધનથી ઇનશાન જીકડેલો સિકડેલો હોવાથી તે આભાસ કે ઓળાને જોઇ ચિત્તભ્રમ કરી મેળે છે. "ચિત્ત જેમ પોતાના સ્વરૂપને જાણતું નથી, ભેદ જેમ ભેદનો નિર્વાહ કરી શકતો નથી, તેમજ પોતાને અને પરને ભુલાવો ખવાડવામાં, સંભાળનાથી પણ પરની ઘટના–નુતન નુતન લીલા ઉપજાવવામાં કુશળ પરમાત્માની માયા, વિભ્રમથી મોહ ઉપજાવી, જે સત્ નથી તેને સત્ મનાવે છે, અને તેથીજ આ જીવે જગત્–સંસારને સત્ માન્યો છે. પણ એ સંસાર સત્ નથી. એક કરોળિયાની અવ્યાકૃત વ્યાકૃત લીલાથી તેની બરાબર સમજણ પડશે. કરોળિયો તથા તેની જાળ જેવીજ આ બ્રહ્માંડની લીલા–રચના છે. જેમ કરોળિયો મુળ છે અને તેની લાળમાંથી આખું જાળું બંધાય છે; તેમજ પરમાત્મા એકજ ને સનાતન છે, અને આ સર્વ જગત્ જોવામાં આવે છે, તે તેની માયાનું જાળું છે. કરોળિયાને જ્યારે જ્યારે ઈચ્છા થાય છે ત્યારે ત્યારે તે જાળું બાંધે છે, તેમ પરમાત્માને પણ જ્યારે જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે ત્યારે તે જગતને રચે છે. જાળમાંનાં કેટલાંએક જંતુઓને પાછાં પડતાં આપણે જોયાં છે, કારણ કે તેઓનું આશ્રયસ્થાન દ્રઢ ન હતું; તેમ જે જીવોના કર્મવાસનાના બંધ તુટયા નથી, ભાવના ઉત્તમ ને દ્રઢ થઇ નથી, સદ્‌ગુરૂનો સમાગમ થયો નથી; સત્સંગનો રંગ પાકો ચઢયો નથી; હરિરસમાં લદબધો નથી, તે જીવો ઉંચે ચઢયા છતાં પણ પાછા એમના એમજ નીચે ઢળી પડે છે." એવા જીવો હાય હાય કરતા, ખોટા ખેલને ખરાજ માની રંજીદા થઇને સુખમાં જરા જેટલો કચાશ પડતાંજ પેલી તારામતીનાં જેવાંજ દુઃખો જાણે પોતાની ઉપર પણ પડી ચુકયાં હોયની, તેમ તેણીની માફક રોઇ ઉઠે છે, કે

અજીયત રોજ બડતી જા રહી હય,
લબોં પર જાન અબતો આ રહી હય—અજીયત.
ઉધર તો ભુખસે બચ્ચા હય મરતા,
ઇધર દહશત કલેજા ખા રહી હય.—અજીયત.
લહુ સબ કર દીયા પાની અલમને,
મુસીબત રંગ અયસા લા રહી હય.—અજીયત.

વસંત! શું તમે નથી દીઠું, કે એક નિર્દોષ મુસાફર એકાએક આવી પડેલી આફતથી જમીન ઉપર પડયો હોય છે, તો લોકો તેની વ્હારે વહેલાં ધાય છે; જ્યારે હરામખોર જમીનદોસ્ત થાય છે ત્યારે તેને લોકો ઉપરથી લાત મારે છે? એટલા વાસ્તે શુકરાંના કરવા, કે એક ધર્મી પુરૂષ ખુદાના પ્યારમાં પડીને વગર કસુરે દુઃખી થાય છે. કેમકે એવા ધર્મી પુરૂષને જ્યારે સંકટ ખમવાં પડે છે, ત્યારે સર્વ લોકો તેની કદર ખાય છે. માટે અધર્મી થવાથી પોતાની કસુરને લીધે દુઃખ આવી, પડે તેના કરતાં, અન્યાયથી આવી પડેલું દુઃખ સારૂં છે. જૂઓ; ઘાયલ સિપાઇનો પગાર બમણો હોય છે.

અધમ કતિ બિસ્વાસ ફલ, તસ ઉત્તમ દ્રઢ હોઈ;
આસુ અંધ્રી અરબિંદ હરિ, લહે ન સંશય કોઇ.

અધમ અને અધર્મ કર્મનાં ફળ વીશે માણસોને જેવો દ્રઢ વિશ્વાસ છે, તેવો વિશ્વાસ જો ઉત્તમ અને ધર્મી કર્મના ફળ મળે છે એવો હોય, તો તેઓ પરમેશ્વરનાં ચરણ કમળને ઉતાવળાં પામશે, તેમાં કંઈએ શક નથી. હે વસંત! ચિંતા મા કર! કલ્યાણ કરનારનું કદી અકલ્યાણ થતુંજ નથી. नहि कल्याण कृत्काश्चिद्दुर्गतिंतात गच्छती। મહાત્મા શ્રી કૃષ્ણે ગીતામાં કહ્યું છે કે; હે તાત! કલ્યાણ કર્તાની કોઈ દિવસ અસદગતિ થતી નથી. પરંતુ સારૂં કે નરસું કરવાના હેતુમાંજ માત્ર ફેર છે. જે કાર્ય સમજીને કરવામાં આવતું નથી, તે પરિણામે દુઃખરૂપ થઇ પડે છે. હે દુઃખી વસંત બાપ! એ તો બધું આવરજન ને વિસરજન છેજ. તમે નહીં રડો! શાંત થાઓ! આ બધું કલ્પાંત શું! અત્રે આ વખતે શાન્તિ ને ગંભીરાઈને બદલે અશાન્તિ ને અધીરાઇ કેવી? દરેક દીકરાએ પોતાના બાપની બુનિયાદનું અભિમાન પકડવું જોઇએ, તેને બદલે ગરીબ બાપ હોવાથી જો દીકરો શરમાય, અને ઢોંગી દુન્યાના દમ્મર માટે પોતાની મોટાઇ, પોતાનો ચઢતો હુદ્દો, અને સોસાયટીમાં પોતાની આબ્રુ, બાપની નબળી પાતળી હાલતને લીધે, લુટાયલી સમજે, અને જેની પીઠે જન્મ લીધો તેની મગરૂરી નહીં રાખે, તે અંતે જરૂર હાડમાર ને હેરાન થાય છે. આજે જન્મ વિસારવાનો જમાનો આવ્યો છે, ત્યારે મહમદ પેગમ્બર સાહેબે મગરૂરી લઈને પોતાની અરબ્બીમાં લખેલી હદીશમાં વડાઇ લીધી છે, કે "અના વુલીદ તોફી

ઝમાનીલ મલીકીલ આદીલે નોશીરવાન." શુકર તે પાક યઝદાંના! કે હું મહમદ, અદ્દલ પાદશાહ નોશીરવાનના રાજ અમલમાં પેદા થયો! માત્ર નોશીરવાનના રાજ અમલમાં જન્મ લેવા માટે એક મહાન્ પેગંબર વડાઈ લે છે, ત્યારે આજના મોટા ડાકટર ને મોટા બેરીસ્ટર થએલા હુકટાઓ ખુદ પોતાના બાપને ત્યાં લીધેલા જન્મનું સુગાય ને દુઃખી થાય એ કેવી અફસોસની વાત! અધર્મી કેળવણીનુંજ આ પરિણામ સમજો. વાર્ડલો વંશનો તો મુદ્રાજ છે કે; "ધર્મજ કુટુંબોને મજબુત બનાવે છે." જન્મ તો એક ઝાડ છે. માણસનાં સારાં નરસાં કર્મ એ તેનાં ફળ છે, ને એ ફળ, તે ફરી જન્મ લેવાનાં બીજ છે. મોત તો જે જુનાં ઝાડમાંથી બીજાં ઝાડો થવાના છે તેનો નાશ છે. ધર્મજ્ઞાન તથા નીતિ, એથી પેલાં ઝાડની ઊગવાની શકિત જતી રહે છે. ને એ ગયા પછી નવું ઝાડ ઊગવાનો સંભવ નથી. દીવાની જોત જતી રહેવી, યાને વિચાર કરનારૂં તત્વ અટકી જાય તેજ નિર્વાણ છે. સબબ એ નિર્વાણની પ્રાપ્તિ માટે તમે નિવારેલાજ થાઓ. જીવવું થોડું ને જંજાળ ઘણી હોવાથી મરવામાં કાંઈ એબ નથી.

## જીંદગી! તું કંગાલને મનથી સદી, ને સુખીને મનથી એક પળ.

ચુનીનસ્ત રસ્મે સરાએ સંપંજ;
ચું આરામ યાબી ખેસ્રતી ઝે રંજ.

આ ક્ષણભંગુર ત્રણ પાંચ દિવસનાં મુસાફરખાના જેવી જગત્‌ની રીતભાત એવી ને એવીજ છે. તું મરણ પામ્યા શિવાય આ સંસારની હલાકી, મુશકેલી, ને રંજથી છુટી શકવાનો નથી. મોતથી તો દુઃખોનો છુટકારો થાય. ખુદા તરફથી જે આફતો આપણા ઉપર વરસે છે તે તો ભવિષ્યના આપણા સુધારા માટેની ચેતવણી હોય છે. તે તો તે મહાન બાપ તરફના પ્યાર અને પુત્રભાવનો પુરાવો છે. કેમકે એવો દીકરો કોઈ પણ પેદા પડયો છે, કે જેને તેના બાપે ધમકાવીને નશિયત નહીં દીધી હોય? પરંતુ જે આફતો અકુદ્રતી હોય છે, જે આપણાં પાપથી બનેલી હોય છે, તેમાં પિતાનો પ્રેમભાવ હોતો નથી. કરણી કરે સિંડકી, ચલે હંસકી ચાલ; પુછડા પકડે શીયાળકા, કીસ બીધ ઉતરે પાર? જો અકસ્માતિક આફત એક નિર્દોષ ઉપર આવી પડે છે, તો વિપત્તિનું વાદળ હમણાં સરખું પરમેશ્વર વિખેરી નાંખશે એવો સધ્યારો રહે છે, પણ હાથે કરીને પોતાનાં પાપથી લાવી મુકેલી મુશકેલી વળાએ તેવો સધ્યારો રહેતો નથી. જે માણસને ઈચ્છા, તૃષ્ણા અને આકાંક્ષા છે, જે તેને માટે રાત ને દિવસ બેચેનીમાંજ રહે છે, જે જરૂરીઆત અને દુઃખમાં ઘટાઈ અતિ-

શય ઉદ્વેગમાં ને ઉદ્વેગમાંજ રહે છે, તેવા માણુસને કદીએ સુખ મળતું નથી. જ્યાં સુધી તમને કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા, સ્પૃહા, અને આતુરતા છે, ત્યાં સુધી તમે બેચેની અને દુઃખની સ્થિતિમાં રહેવાનાજ. ઈચ્છિત વસ્તુની પ્રાપ્તિ કે જે તમને તમારી દ્રષ્ટિમાં પૂર્ણ સુખ રૂપ ભાસે છે, તે તમને કદી પણ મળનાર નથી. કારણ કે એ બન્ને વચ્ચે વિરોધ છે. પણ બધી ઇચ્છાઓ રહિત જે કોઈ નિર્દોષ જીંદગી ગુજારે છે, તેને આવી પડેલાં દુઃખનું ઘણું દુઃખ લાગતું નથી. નિર્દોષ માણુસ ઉપર આફ્ત આવી પડે છે ત્યારે તેને અંતરની હિંમત, અંતઃકરણનો સધ્યારો, અને દિલની સબુરી રહે છે; પણ દોષિત માણુસ ઉપર આવેલી આફ્ત વખતે તેનું અંતઃકરણ પણ તેની કદર ખાતું નથી, અને જેનો નિર્દોષ લોભ હોય તેનું અંતઃકરણ તો વધારે હાજતમાં પડવા તેને ફરમાવતુંજ નથી. આજની વધારેલી હાજત આવતી કાલે બેવડી થઇને દુઃખ કરતી હોવાથી, **બાયરન** કવિએ પોતાની જીંદગીનો મોટો ભાગ સોડા અને બિસ્કીટ ઉપરજ કહાડયો હતો. જ્યારે ૨૫ વર્ષ ઉપર **લંડનમાં** ૩૨૦,૦૦૦, ચાકરડીઓ હતી, અને તે લગભગ શૅફીલ્ડની વસ્તીની બરાબરની હતી, ત્યારે હાજત વધવાથી આજે તેજ સંખ્યા સવાઈ થઈ ગઈ છે, અને સવાઇ મોંઘી મજુરીની પીડા વધીછે.

બપૈગેકે મન ધીર હે, દેખ દયાલકા કામ;
અજગર ડરેગા પારધી, ઉડ ગયે ચતુર સુજાન.

એલેકઝાંદરે એકવાર ડાયોજીનીસને કહ્યું; "તું જે માગે તે આપવા તૈયાર છું. તું કહે તો અર્ધું રાજ્ય પણ આપું!" ત્યારે ડાયોજીનીસે. માત્ર તડકેથી છાંયડે ઉભા રહેવાનું માંગી લીધું! આવા નિર્દોષોને સતાવનારાનેજ સંકટ થાય છે. જે માણુસ સીધા માર્ગનો ને પોતાનાં સુખના રંગમાં રમે છે, તેને જે દુઃખમાં નાંખે છે, તે પાછળથી જન્મો જન્મ સુધી દુઃખ ભોગવે છે, એ નિશ્ચે જાણવું. કેમકે સીધા રસ્તાનો માનવી હમેશ પરમાત્માના ભરોસા ઉપર બેઠેલો હોય છે. ત્હારો આત્મા સદ્‌ગુરૂઓની સનમુખ ઉભો રહેવાને શકિતવાન થાએ તે અગાઉ ત્હારા પગો ત્હારા દીલનાં લોહીથી ધોવા જોઇએ. પરમાત્મામાં એકતાર થયેલા જીવોને પડવાનો ભય બહુજ થોડો છે, કહો કે જરાએ નથી; અને પડે છે તો પરમાત્મ પદને તે સત્વર પ્રાપ્ત થાય છે, એજ મુક્તિ, મુક્તિ, છુટકો, સાયુજયતા, કૈવલ્ય, અને નિર્વાણ. જેમ કરોળિયામાં વિલીન થએલો જીવ, ત્હારાં બારીક અવલોકનમાં પાછો નિકળતો દેખાતો નથી; તેમજ પરમાત્મામાં વિલીન થએલા જીવને પાછું જન્મ મરણ છેજ નહિ.

બહા બનાયે બન રહે, તે ફિર ઔર બને ન;
કાન કહત નહિ બૈન જો, જબ સુનત નહિ બેન.

જેમકે; મધમાં લપટાઇ ગયેલી માખી ઉડવા માટે જેટલો ઉપાય કરે તેટલો

નિષ્ફળ જાય છે, પણ મધનો ધણી જો દયા કરે ને તેને મધમાંથી બ્હાર કાઢે તોજ તેનો છુટકો થશે. જેણે આવાં લલચાવનારાં મધ ઉપર એરક રાખ્યો નથી તેને સર્વ વૈભવો તુચ્છ છે. તે મધમાં જે લપટાઈ પડયો તે પોતાનાં સકડામણમાં હોવાથી આસપાસનું કાંઈ જોઈ શકતો નથી. અર્બસ્તાનનો એક પાદશાહ ઘણો પરિતાપ કરાવનારાં દર્દથી બહુ હેરાન થઈ ખાટલા ઉપર પડીને દુઃખની ચિચિયારીઓ પાડતો હતો. આખી રાત વેદનાને લીધે પલંગ ઉપર તરફડિયાં મારીને સવારે જેવો ઉઠયો, તેવામાં તેને ખુશ વધાઇ મળી કે; "આપણાં રાજ્યના દુશમનનો કિલ્લો સર કરીને લશકરને અને શત્રુ પાદશાહને કેદ પકડવામાં આવ્યો છે!" આ ખુશ ખબર સાંભળી દુઃખી પાદશાહ રડી પડીને કહેવા લાગ્યો કે; "આ ખુશ વધાઈ મ્હારે માટે નથી, મગર મ્હારૂં તાજ ને તખ્ત લેવાની રાત દિસ ઇંતેજારી રાખનારા મ્હારા દુશમનો, એટલે મ્હારા જે વારેસો છે, તેમને માટે એ વધાઈ છે!" પછી શાયર સાઆદી તેના મોઢામાં અફસોસના શબ્દો મૂકે છે કે;

" દરીન ઉમેદ બસર સુ દરીગ ઉમ્રે અઝીઝ;
કે આંચે દર દેલમરત અઝ દરમ ફરાઝ આયદ.
ઉમીદ બસ્તે બર આમદ વલે ચે ફાએદે જાં?
ઉમીદ નીસ્ત કે ઉમ્રે ગુઝસ્તે બાઝ આયદ."

મને અફસોસ થાય છે, કે મ્હારી આ પ્યારી ઉમર તો એને એ ઉમેદમાંજ પૂરી થઇ, કે મ્હારાં જીગરમાં જે છે તે મ્હારા દરવાજા ઉપર આવે. મ્હારી ધારેલી ઉમેદ બર તો આવી, પણ હવે તેમાં શો ફાયદો છે? હવે કાંઈ મને એ આશા તો રહી નથી, કે મ્હારી પસાર થઈ ગએલી ઉમર પાછી આવે. બોલેલો બોલ, મારેલો તીર, ગઇ જીંદગી, ખોએલી જોગવાઈ, એ કદીએ પાછાં આવતાં નથી, જૂઓ, કે બિમારના બિછાના આગળ ઉભા રહી, માણસાઈ દુઃખનો ગંભીર ખ્યાલ કર્યાથી, દુન્યાઈ વસ્તુઓનું ઠાલી પોકળપણું આપણને તુરત જણાઇ આવશે. દૌલત–ખુબસુરતી–મોજમજા–કીર્તિ–મોતને કાંઠે આવેલા તથા દુઃખ દરદથી આજેજ થયેલા બિમારની નજરમાં–એ સઘળાંની તકલીદી મોટાઈ શું બિસાદમાં છે? જે સ્ત્રી રૂપી મદ્યમાં ચકચુર બન્યો છે, તેને બીજાં દુઃખ દર્દ શી બિસાદમાં છે? વાસ્તે જે માણસ આ લોકમાં પોતાનાં સુખની ઇચ્છા રાખતો હોય, તેણે સર્વ પ્રકારના પ્રયત્નોએ કરીને સર્વે સ્ત્રીઓનું નામ પણ લેવું નહીં. શરીરની શકિત ઉપર ભુલાવો ખાઇ સ્ત્રી રસમાં, હે વસંત! તું ભુલેચુકે પણ તણાતો ના. વળી ત્હારાં શરીર વિષે પણ કાંઇ ફાંકો રાખતો ના, કારણકે તે વ્હેલું ચાલી જનાર છે. તેમજ ત્હારાં ભેજાં વિષે ભારે ગુમાન રાખતો ના, કારણકે તે મધ્યે ત્હારો આત્મા રહે છે. ઘર બંધાયું તેમાં શું થયું? ઘરની દેવાલો શું કાંઈ ઘર

ધણીના કરતાં વધારે માનવંતી આવી કે? વળી ઘરનો ઉંબર પણ હણે ત્યારે પણ તપીશ મા. ઘરનાં લાડીલાં હણે તોએ મિજાજ ખોઈશ ના. કેમકે સળગી ઉઠેલાં ઘર ઉપર પાણી છાંટવાથી જેમ આગ ઠંડી પડે છે, તેમજ ગુસ્સાથી સળગેલાં એક જીગરને ઠંડા શબ્દોથી જવાબ આપવાથી તેની ચિંતા હોળાય છે. ગમે એવી ભિડાતીમાં, કે ગમે એવી અનાથ સ્થિતિમાં હોય તેનું તું મનમાં કપટ પકડીશ નહીં. અફગાનીસ્તાનના એક ગુંબજને ફરતી છ લીટિઓ રંગ બેરંગી હરફે લખેલી છે કેઃ—ત્હારા સંતાપ તજીને રાહત કે આરામ મેળવવા માગતો હોય, તો અહિંઆં આ છ સતરો વાંચતો બેસ. સારો સુતરો સાદો ખોરાક ખાયા કર. ફરઝંદ ભલું નિવડે એવું પેદા કરવાનું ચિંત્યા કર. બેદિલ નહીં પણ એકદિલ બાયડી બનાવ. મહેરબાન મિત્રને જીવની માફક સાચવ. બોલ બોલે તો તે સાચો હોય તોજ બોલ. દાનાઈ રાખે તો તે જરા જેટલી નહીં પણ ઘણી જેટલી રાખ. ગરીબ માબાપને પેટે અવતર્યાથી અને ગરીબ ધંધો કર્યાથી તું શરમાતો ના. તું ત્હારી ગરીબાઈથી અથવા ઈશ્વર જે કાંઈ તને થોડું આપે છે તેથી લજવાતો ના. દુઃખમાં તું તે પરમાત્માના પ્રતિનિધિઓનો જય પોકારતો રહે. તેવો તું પણ થઈશ. વસંત! તું આસ્તે રહીને પ્રાર્થના કરીશ કે; "જટામાં ગંગાને ધરનાર હે સદાશિવ! મસ્તક ઉપર કેશ પાશ ધરનાર હે ઉમાદેવી! તમારો જય થાઓ! વિભૂતિ લેપન કરનાર હે મહાદેવ! અને સુગંધી ચર્ચનાર હે પાર્વતિ તમારો જય થાઓ! કપાળમાં ચંદ્રને ધરનાર હે શંકર! અને સુંદર ત્રિપુંડ્રની આડ કરનાર હે ઉમિયાજી! તમારો જય થાઓ! જ્વાળા સમાન લાલ નેત્રવાળા હે ભોળાનાથ! અને સીંદુરની બિંદી કરનાર હે શ્રી દેવી! તમારો જય થાઓ! ગળામાં મસ્તકોની મુંડ-માળાને ધરનાર હે ભગવાન મહારૂદ્ર! અને કંઠમાં મોતીની માળા પહેરનાર હે પાર્વતિજી! તમારો જય થાઓ! શરીરે સર્પ ધરનાર હે શંકર! અને પુલના હાર ધરનારાં હે પાર્વતિ! તમારો જય થાઓ. ગળામાં હળાહળ વિખ ધરનાર હે નીલકંઠ! અને કંઠે હોલાની ઉપમાનો જેને સંબંધ અથવા તો કપોતનું બીજું નામ સૂત્ર કંઠ, અર્થાત મંગળ સૂત્ર, જેણે કંઠ ધારણ કરેલું એવાં હે જગદંબા! તમારો જય થાવ!" આવી પ્રાર્થના કરીને, હે વસંત! તું ત્હારાં સર્વ દુઃખડાં તેમને અર્પણ કર. આવીજ પ્રાર્થના તને નેક માર્ગ ઉપર ચલાવશે. આવીજ ત્હારી આજીજીથી પ્રભુના દુતો ત્હારાં સંકટો કાપી તને આડા ખડબચડા માર્ગેથી અળગો રાખશે.

તું નેકી કરલે દો દીનકા મેજબાન બે,
મનવા ત્યાં તો દો દીનકી ગુજરાન બે.—ટેક.
કહાંસે આયા, કહાં જાયગા, તન છુટા મન કહાં રહેગા?
મત કરના અભેમાન વે.—તું નેકી કર લે—૧

કોઇ દીન સુખા સુખા સાંધા, કોઇ દીન દુધ મલીદા રાંધા,
કોઇ દીન છેડે તાનવે.—તું નેકી કર લે—૨
કોઇ દીન શાલ દુશાલા અંગે, કોઈ દીન તુટા ફાટા નંગે,
કોઇ દીન ભોગે હાલન વે.—તું નેકી કર લે—૩
કોઈ દીન બાગ બગીચા બાડી, કોઈ દીન જંગલ ખીક્ષ ઉજાડી,
જાગત ફકીર મસતાન વે.—તું નેકી કર લે—૪

# દિલાસા—પત્ર.

(૩૨૩ મો.)

" If solid happiness we prize,
Within our breast this jewel lies,
And they are fools who roam;
The world has nothing to bestow,—
From our own selves our joys must flow,
And that dear but our home."

*Cotton.*

દાદા ! મોતમાંથી બચવાનું સુખ, દોલતના ઢગલામાં રમવાનું સુખ, આબ્રુ ઈજ્રતની પથારીમાં આળોટવાનું સુખ, બચ્ચાં છોકરાંના રંગ આનંદમાં ભોગવવાનું સુખ, સ્રીના સદ્દગુણ સંગારમાં હરખાઈ હરખાઈને દેખવાનું સુખ, તંદુરસ્તી સાથની આબાદીના નિતરાં નીરમાં ઝબોકયાં મારવાનું સુખ, માનપાન અને જાહોજલાલીના મોજામાં નિશંતે તરવાનું સુખ, એ સર્વ સુખો તમે કયાંથી ખરીદશો ? દાદા ! એ બધાં સુખોના સામાનની વિક્રી કરવા તમે કઈ દુકાને જશો ? દાદા ! કેથે સુખની શોધમાં ભટકતા ના. જે સંગીન સુખની તળપાપડ તમે કરો છો, તે અમુલ્ય રત્નો તો તમારી છાતીમાંજ સમાયલાં છે. તે મેળવવા માટે બહાર ભટકનારાઓ તો મૂર્ખાજ છે. દુન્યાંઇ દુકાનેથી એ સોદો મળવાનો નથી. આપણી પોતાની "અંતઃકરણ હ્રદય એન્ડ દિલની કુંપની"માંથી તે મુફ્ત મળી શકે છે. તેને માટે પૈસાની જરૂર પડતી નથી. એ માલ જો આપણા ઘરનોજ છે, તો તેનું દામ શા માટે આપવું પડે ? પણ—પણ—ખરૂં કહું છું, કે પૈસા, આબાદી, જાહોજલાલી, અને સર્વ સુખ સંપત્તિ વખ્તે પણ એક આદમી સુખી કહેવાતો નથી. ઘણા પારસીઓ પરમેશ્વર પાસે એટલુંજ માંગે છે કે; "હે

ખુદા ! ચેહારમની બામદાદ સૂધી મ્હારી લાજ શરમ રાખજે !" પણ શેખ સાદી કહે છે કે; અબદુલ કાદર ગીલાંની તો શ્રી મક્કા મદયેના કાબાની મશજીદના દરવાજા આગળ પડેલા કાંકરા ઉપર પોતાનું મસ્તક નમાવીને આમ બોલતો હતો કે; "ઓ પરવરદેગાર ! તું મ્હારી ઉપર બક્ષેશ કર ! જો હું પાપની સજાને પાત્ર હોઉં, તો કયામતને દહાડે મને આંખે અપંગ આંધળો બનાવીને ઉભો રાખજે, કે ભલાં માણસો સમક્ષ મને શરમાવું નહીં પડે.

રૂએ બર ખાકે અજ્જ્ર મી ગુઇયમ; હર સહર ગેહ કે યાદ મીઆયદ.

અએ કે હરગીઝ ફરામોસ્ત ન કુનમ; હીચંત અઝ બંદે યાદ મીઆયદ.

દર પ્રભાતે મ્હને મ્હારાં પાપની યાદ આવે છે; જેથી આજેજી ભરેલું મોહું કરીને હું ખાક ઉપર મ્હારૂં માથું પટકીને નમું છું ને બોલું છું કે; "હે પરમાત્મા ! હું તો તને એક પળ પણ વિસરી જતો નથી, પરંતુ મજ ગરીબ સેવકની, તું સાહેબને કોઈ વેળાએ કંઈ યાદ આવે એટલુંજ માગું છું. અર્થાંત, આ જીવતી જીંદગીમાંજ કાંઇ સુખની સ્થિતિ આખર થતી નથી, પરંતુ આત્માનો ઉધ્ધાર થતાં સૂધીની સ્થિતિનું સુખ હોય, ત્યારેજ આદમી સુખી કહેવાય છે. એક તવારીખી દાખલો કહું છું. એશીઆમૈનોરમાં ઘણાં-એક નાનાં નાનાં રાજયો હતાં, પણ તેમાં લીડીઆનું રાજ્ય ત્યાંના રાજા આલી આટીસે, ઈ૦ સ૦ પૂ૦ સાતમા સૈકામાં સીધીયન લોકને પાછા હઠાવ્યા ત્યાર પછી, બહુ જોરાવર ગણાતું થયું. લીડીઅન લોક પિલાસજીયન હતા ને પછવાડેથી હરકયુલીસના વંશમાંના કોઇએ આ રાજ માંડયું હતું. લીડીઆ તથા મીડીઆ વચ્ચે ૬૦૧ની ૩૦મી સપટેમ્બરે લડાઈ ચાલતી હતી, તે સુરજ આખો ઘેરાઇ ગયેથીજ બંધ પડી હતી. આલીઆટીસના બેટા ક્રીસસે ૫૬૦થી તે ૫૪૬ સુધી રાજ્ય કર્યું. તેણે એશિયાનાં સઘળાં ગ્રીક સંસ્થાનોને પોતાની સત્તામાં આણ્યાં હતાં. તે પોતાના બાપની સાથે રાજ કરતો અને દરેક જાતનાં સુખોમાં રમી રહ્યો હતો. સોલન, ઇસપ વિગેરે કેટલાક ગ્રીક વિદ્વાનો તેની પાસે હતા. તેણે એક પ્રસંગે સોલનને પૂછેલું કે; "ત્હારા જોવામાં મ્હારા કરતાં શ્રેષ્ટ સુખી કોણ આવ્યું છે ?" સોલને ઉત્તર વાળ્યો હતો કે; "માણસે જ્યાં લગી પોતાની જીંદગી સુખમાં પૂરી નથી કીધી ત્યાં લગી તે પૂરો સુખી છે એમ કહેવાય નહીં." જ્યારે સાઈરસની સામે લડાઈ કરતાં તે હાર્યો ને રાજધાની સારડીશ શત્રુને હાથ ગઈ, ત્યારે સાઈરસના હુકમથી તે જીવતો બળી મરવાને ચિતા આગળ આવી ઉભો ! એટ-લામાં તેને સોલનનું કહેલું યાદ આવ્યું, ને તેણે ત્રણ વાર સોલન ! સોલન ! સોલન ! એમ પોકાર કીધો. તેનું શા માટે નામ લીધું તે વીશે તેને પુછતાં સાઈરસે પણ તેની હકીકત સમજીને તેને જીવતો રાખી પોતાનો દોસ્ત કરી માન્યો હતો, અને

સાઈરસે એટલાં ઉપરથીજ બોધ લીધો, કે આજે ચઢતી તો કાલે પડતી છેજ, માટે રાજવૈભવનો ગર્વ નહીં કરવો. બનાવ શું બન્યો તે સમજો વસંત. ઉપલાં શહેરોની આબાદાની ત્રણ સૈકા સુધી ચાલી હતી. તેઓએ પાછલા રાજાઓ પાસે પોતાના હકની મંજુરીઆત લીધેલી, તે સંબંધી કેટલુંક દફતર ચાર્લ્સ પાંચમાના એક અમલદારે સંતાડયું હતું; ને તે ઉપરથી તેઓએ મહારાજાનું ભય ન રાખતાં તેને મરણતોલ માર મરાવ્યો હતો. તે શહેરોએ સ્વિડનના રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મેલી બીજા એકને બેસાડયો હતો. આવી ચઢતી પડતી છતાં ગર્વ વધ્યો. તે શહેરના વેપારીઓની દોલત એટલી બધી હતી, કે એક પ્રસંગે બૉલ-નાચમાં-રૈયત લોકની ૬૦૦ સ્ત્રીઓને પોતાનાં કરતાં વધારે વધારે શણગારાયલી જોઈ, દેખી નહીં ખમાયાથી, ફ્રાન્સની રાણી દિલગીર થઈ ત્યાંથી ઉઠીને ચાલી ગઇ, અને રાજવૈભવનાં ગમે એટલાં સુખો છતાં તેને ભારે જખમ થયો, અને તુટેલાં દિલથી તેણી ઝુરી ઝુરીને મરી ગઈ. હે વસંત! સુખી તો તેજ, કે મરણની ઘડી સુધી જે નિરાંત અને શાંતિનું સુખ મેળવે; બાકી ચાલુ જીંદગીમાં સુખી તો કોઈજ કહેવાય નહીં.

રજભર સુખિયા કોઇ ન દેખ્યા,
જ્યાં જોઉં ત્યાં સુખડું ન હોય મેરે લાલ. રજ. ૧
જમીં બી દુખિણી આસમાન દુખિયાં,
પવન પાણીને સુખ નવ કાંઇ મેરે લાલ. રજ. ૨
ચંદા બી દુઃખિયા સુરજ બી દુઃખિયા
નવ લાખ તારાને સુખ નવ કાંઇ મેરે લાલ. રજ. ૩
રાજા બી દુખિયા પ્રજાબી દુખણી,
નરનારીને સુખડું નવ કાંઈ મેરે લાલ. રજ. ૪
જોગી બી દુખિયા ભોગી બી દુખિયા,
તપસી સંન્યાસીકું સુખ નવ કાંઈ મેરે લાલ. રજ. ૫
મછંદરકા પુત જતી ગોરખ બોલ્યા,
ભજન કરે સોઈ નર સુખિયા મેરે લાલ. રજ. ૬



## બુઢ્ઢાંઓ મોતને શોધે છે-પણ મોત તો જુવાનોને શોધે છે!



"કૂવામાંથી પાણી કાઢવાની ઘટમાળ, જેને રેંટ કહે છે, તે કેવી છે? એક ફરતા મોટા રેંટ ઉપર સેંકડો માટીના ઘડાઓની અથવા લોટકાંઓની માળા પહેરાવેલી હોય છે, તે ચક્રની ગતિથી ફરે છે. કૂવાનાં પાણી સૂધી પહોંચેલી તે માળા ફરે છે ત્યારે એક બાજુથી તેમાં ગોઠવેલા ઘડા ઉંધે

મોઢે નીચે ઉતરે છે, તે પાણીમાં જઈ ત્યાં ભરાઈને બીજી બાજુથી સુલટે મોઢે ઉપર આવીને ખાલી થાય છે, અને તે વળી પાછાં ઉંધે મુખે નીચે ઉતરી ભરાઈ આવીને પુનઃ ખાલી થાય છે. આવો ક્રમ સતત્ ચાલુજ હોય છે. નીચે જાય છે, ઉપર આવે છે, ભરાય છે, ઠલવાય છે, એવા એના ક્રમ પ્રમાણે ભર નિકળ થયાજ કરે, એમાં જેમ આશ્ચર્ય જેવું કાંઈજ નથી, તેમજ આ જગત્ પણ એક ઘટમાળા છે, તેમાં પ્રાણીઓની વારંવાર એક દેહમાંથી બીજા દેહમાં અવતરવા મરવા રૂપ ભર નિકળ થયાજ કરે છે. સ્ત્રીઓ ગર્ભવતી થાય છે, પ્રસવે છે, વળી ગર્ભિણી થાય છે, તથા પ્રસવે છે. પછી પ્રસૂત થયેલું બાળક જીવો કે મરો, તે તેના પ્રારબ્ધ ઉપર આધાર રાખે છે, પણ ભર નિકળ તો થયાજ કરે છે. એક ઝીણા કીડાથી તે બ્રહ્મદેવ સૂધી સર્વ પ્રાણી, અને આખું જગત, એ નિયમ પ્રમાણે અવતરે છે, અને મરે છે.” જૂઓ; શરૂઆતમાં સાધારણ સાંકડા વિચારો અને ટુંક જ્ઞાનથી, પણ પાછળથી સંપૂર્ણ વધેલી વિદ્યાઓને આધારે, કુદ્રત કિંવા મનુષ્યની તપાસ કરવામાં એટલો મોટો તફાવત અને ફરક નજરે પડે છે, અને એ બન્ને તપાસનું અનુમાન એકેકથી ઉલટું જણાય છે; પણ ખરૂં અનુમાન કિયું છે તે પારખી કાઢવાને વિશાળ અને જાત જાતનાં સાયન્ટિફીક જ્ઞાનની અતિશય જરૂર પડે છે. ઈનશાન પર દુઃખ પડે છે, ને તે તેને લાગે છે, તેથી કરી સામાન્ય નઠારી ચીજો, બાબતો, કર્મ સંજોગો વિગેરેનો ખ્યાલ હસ્તીમાં આવ્યો છે. અને બીજું તો ઈનશાન એવો ખોટો ફાંકો રાખે છે કે, આ જગતમાં તે સર્વેથી અગત્યનો દરજ્જો ધરાવે છે, તેથી દુઃખમાંથી છુટો થઈ જીંદગી ભોગવવાની ચોક્કસ આશા રાખે છે. આદમીએ પોતે, દુઃખ વીશે એવા એવા ખોટા ખ્યાલો ઉત્પન્ન કીધા છે. દુઃખને એટલું મોટું રૂપ આપી, તેને વિષે ભેદ ભરમનો અને નહીં સમજી શકાય એવો ગુપ્ત વિચાર બાંધી દીધો છે, કે સાર્વજનિક સુખ અને જે જે સારૂં જેવું છે તે સામે તે કેવળ પાટા બાંધીને આંધળો થઈ બેઠો છે. દુઃખનો ખરો મર્મ અને ભેદ સમજતો ન હોવાથીજ, માણસ પોતાનાં કૃત્યથી બીજાંને નુકશાન કે દુઃખ થાય છે કે નહીં, તેનો વિચાર કરતો નથી. આગલા જમાનાના લોકોમાં પોતાનો સ્વાર્થ ગુમાવીને પણ માણસ જાતનું સુખ વધે તેમાંજ પોતાના બેહેસ્તનો માર્ગ ખુલ્લો થયલો સમજવાનું ધોરણ હતું. સત્યુગમાં તો મનુષ્ય માત્રને, પોતાનાં કૃત્યથી જરા જેટલું પણ દુઃખ નહીં પહોંચે, તેની ભારે કાંક્ષા રાખવામાં આવતી, કેમકે ભાઈબંધોને દુઃખી જોવા એજ નર્ક વા દોજખનો દરવાજો જોવા બરાબર ગણાતું.

શુનીદમ કે મરદાંને રાહે ખુદા; દીલે દુશમનાંરા ન કરદંદ તંગ.
તુરા કએ મએસ્સર શવદ ઇન મુકામ; કે બા દુસ્તાંનત ખેલાફસ્તો જંગ.

મેં બરાબર સાંભળ્યું છે, કે ઇશ્વરના માર્ગે ચાલનારા પુરૂષો શત્રુનાં પણ દિલ દુઃખવતા નો'તા. ત્યારે હે નઠારા! ઇશ્વરની દરબારમાં ત્હારી ક્યાંથી જગા થશે? કાં કે તું તો દોસ્તો સાથે પણ ઝગડો કરીને મિત્રનાં જીગરને પણ ઘા કરે છે. ઇતિહાસમાં લખ્યું છે કે, **અહિયા** કરીને એક માણસ સારો લેખક હોવાથી ઘણો પ્રખ્યાત હતો, તેથી રાજકુમારો, તથા અમીરજાદાઓ તેની પાસે સારા અક્ષર કહાડવાનું શીખતા હતા. એક દિવસે વઝીરની પાસે તેનાં કોઇયે વખાણ કર્યાં કે, તે લેખણ ઘણી સારી ઘડી શકે છે. વઝીરે તેને બોલાવીને કલમ ઘડી આપવાનું કહ્યું. તેણે ઘણી સંભાળ અને કુશળતાથી કલમ ઘડી આપી, એટલે વઝીરે તે કલમથી પાદશાહી ફરમાન લખ્યું, અને પોતાના અક્ષર ઘણા સારા લખાયાનું પોતાને જણાયું; એટલે તેને ૧૦૦૦ રૂપિયા રોકડા અને પોશાક આપ્યો. તે લઈને પોતે બહાર નિકળ્યો, અને પોતાના ઘર આગળ પહોંચ્યો એટલામાં તો પાછે પગલે વઝીર પાસે વળી જઈને કહેવા લાગ્યો કે; "કલમ ઘડવામાં એક બારીકી રહી ગઈ છે, તે જો આજ્ઞા હોય તો પૂરી કરૂં." વઝીરે પેલી કલમ તેને પાછી આપી, એટલે તેણે ચાકુવડે કલમની અણી કાપી નાંખીને, પોશાક તથા રૂપિયા વઝીરના મ્હોં આગળ પાછા ધરી દીધા. વઝીરે આમ કરવાનું કારણ પૂછ્યું કે, તમે શા માટે આમ કર્યું? ત્યારે તે બોલ્યો કે; "જ્યારે હું મ્હારાં ગરીબ ઝુંપડાંની પાસે ગયો ત્યારે કુરાનની આયત મને સાંભરી આવી; તેનો અર્થ એવો છે કે; "હાજર કરો જાલ્મોકુ ઉનકે શરીક ઔર મદદગારોં કે સાથ." આ ઉપરથી મને ભય ઉપજ્યું કે, કદાપિ આ કલમથી કોઈ ગરીબ, નાવારિસ, અને નિર્દોષને માટે આપ જુલ્મ અને સિતમનો હુકમ લખો, તો હું આશ્રય દેનાર તરીકે અપરાધી થાઉં, અને આપની સાથે હું પણ સપડાઉં અને દોજખનો અધિકારી થાઉં; કેમકે તે હુકમ લખવામાં મ્હારો પણ કાંઇક અંશ આવે છે. એટલા માટે એ કલમ મેં કાપી નાંખી!"

"માટે તમે ગમે તેવી સ્થિતિમાં હો, તમારો ધંધો ગમે તે હોય, પરંતુ જો તમારે બળ, ઉપયોગીપણું, અને વિજયનો અંશ પણ જોઈતો હોય તો તમારે સ્વસ્થપણું અને મનોશાન્તિ જેવા ગુણોને કેળવી કેળવીને તમારૂં વિચાર બળ એક જગાએ એકઠું કરતાં શિખવું જોઈશેજ. કદાચ તમે ધંધાદારી હો અને કોઇ સંકટમાં આવી પડયા હો; તેથી તમે ગભરાઓ અને ચિડાઉ બનો, એ સંભવિત છે; પરંતુ એવી માનસિક સ્થિતિમાં કાયમ રહેવાથી જરૂર માઠુંજ પરિણામ આવવાનું. કારણ કે, જરૂર માનજો કે, જ્યારે ચિંતા ન્હાની બારીએથી પ્રવેશ કરે છે, ત્યારે બુદ્ધિ મ્હોટે બારણેથી છટકી જાય છે. ચિંત્તા ને ચિતા સમાન ગણવામાં આવે છે તે યથાર્થ છે." ચિંતા કરવી, તે ખોટાં કર્મ રખેને થઇ જાય તેનીજ કરવી. કેમકે ખોટાં કર્મ મર-

ણુના ભય વગર બંધ પડતાં નથી, અને મરણુના ભયનું તત્વ બરાબર જેઓ સમજે છે તેઓ ભલાં કર્મ તરફજ દોરાય છે, જેથી તેઓ નેકીથી એવી રીતે ચાલે છે, કે તેમને દુઃખજ થતું નથી. જો દુઃખથી મોકળા રહેવું હોય તો મરણુના ભય વિષેનો વિચાર, હે બંધુઓ, તમે જરૂર રાખો. કાંકે

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી,
અસંખ્ય ગયા ધન સંપતી મેલી, ત્હારી નજરો આગેજી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી,
જોબન ધનતું જોર જણાવી, છાતી કાઢી ચાલેજી.
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી,
મગરૂરીમાં અંગ મરોડે, જમ તમ મુખથી બોલેજી.
મનમાં જાણે છે મુજ સરખો, રસીઓ નહીં કોઈ રાગીજી.
બારી તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી.
બ્રહ્માનંદ કહે ચેતો જ્ઞાની, અંત ફજેતી થાશેજી.

ઈરાંનના પાદશાહ નોસીરવાન અદલના સખુનો એજ છે, કે એક આદમી જો કદાચ માથામાં મગરૂરીનો પવન રાખતો હોય, તો તેના કરતાં એક નમ્રતાવાળો ગુન્હેગાર ભલો. નેબુઝુદ; ફેરાઉન, નીમરોદ, શેદાદ, હામાન અને કારૂન જેવા બળવાન, પુરાતન જમાનીમાં મોટામાં મોટી હકુમતવાળા હાકમો અને જોરેમંદ બાદશાહો થઈ ગયા છે, પણ ઇતિહાસ જણાવે છે કે, એઓએ ખુદાના ફરમાન સામે માથું ઉંચકયું હતું, જેથી મગરૂરીના મહા પાપની કાળી ટીલી તેઓના કપાળે ચોંટી. એટલુંજ નહીં, પણ પોતે પોતાને માટે ઇશ્વરિ દાવો કરીને પોતાને પ્રભુ સમજવાની ગુમરાહી કરી હતી. જેથી કુદ્રતનો કોપ ઉતર્યો, ને તઓની બુન બેખ જેહાંનમાંથી ઉખડી ગઈ, અને તેઓની પાદશાહીની પાયમાલી સાથે તેઓના મુલકો પણ સદાબરા નાશ પામ્યા. વળી તેઓને મોતનો વિચારજ નહોતો, તો પછી મોતનો ભય તો રાખેજ શેના? આખરે મૂવા ત્યારે નાગું અંગ ઢાંકવા સારૂ કફનનો કકડો પણ મેળવવો મુશકેલ થઇ પડયો. હે શ્રીમંતો! અરે માલેતોજારો! તમારાં ચાલતાં ચલણુમાં અભિમાનને અડકતા ના, દુઃખીઓને દિલાસો આપજો, અને નમ્રતાને દર રોજ વ્યસનની માફક વધારતા જજો. કેમકે જ્યારે ખુદાવીંદની પુષ્કળ મેહેરબાની ઉતરે છે, ત્યારેજ ફુજી મરવાનું તો છે. કેમકે પરમાત્માની અપરંપાર મેહેર લેહેર એ તો તમારી કસોટી છે. માટે બુરાઈ ત્યાગ કર, તું માન મેળવીશ.

વિલાસ ને વળી વિપયમાં, જે વેળા વપરાય;
લાભ ન લાધે તે થકી, હાનિ ઉલટી થાય.

ચીનના પાદશાહે મ્હોટા શિકંદર બાદશાહને પૂછયું કે, "રાજ્યની પ્રાપ્તિનો

સ્વાદ તમે કઈ ચીજમાં દીઠો ?" ત્યારે તેણે ઉત્તર આપ્યું હતું કે, "ત્રણ પ્રકારમાં. પહેલો એ કે, વૈરીને વશ કરવો. બીજો એ કે, શુભેચ્છક અને ખેરખાહ મિત્રોની પદવિયો વધારી તેમનું ભલું કરવું. ત્રીજો એ કે, કોઇ પણ વાખાનો મારેલો માંગવા આવે તેની આશા પૂરી કરવી, અને તેમને દાન આપવાં. આ ઉપરાંતનો રાજપ્રાપ્તિનો લાભ જે લેખે તે માલ વિનાનો સમજવો." પૈસે અથવા અધિકારે હું બળવાન છું, એ ભરોસે કોઇનો ઘાત કર્યે નહીં. આપણને મોટો આશ્રય છે, અને જેનો ઘાત કર્યે છીએ તે કેવળ દુર્બળ છે, માટે તે આપણને કાંઈ ઉપદ્રવ કરી શકશે નહીં, એવું સર્વથા મનમાં આણવું નહીં. તે કેવો પણ ગરીબ હોય, તોએ તે કોઇ વખત ક્યે ઠેકાણે કઇ યુક્તિએ વેર વાળશે, એ કહેવાતું નથી. એક વાર વેર પડ્યું એટલે તે મટવું કઠણ પડે છે. મોટો જબરો રાજા હોય તેને પણ મારનારા મારી શકે છે. વેર લેવાને પોતાના જીવ ઉપર જે આદરે તે હજાર યુક્તિએ પોતાનું વેર લે. હરકોઈ બુઢ્ઢી ડોસી પણ રાજાના ઘરમાં પણ આગ ઘાલી શકે. હર કોઈ એક ગરીબ મોટા બળવાનના છોકરાનો જીવ લઈ શકે. એટલા માટે હૈયું કઠણ કરીને, જે બદકાર લોકોને દુઃખ દે છે, તેણે લાંબી નજરે જોવું. બદકારી પાછળ દુઃખ આવતુંજ છે.

હે બંદાઓ! હે ચંદાઓ! તમે તમારાં દુઃખી પડોશીઓનાં દુઃખો કમી કરવા સારૂ ઠરાવ ભરેલાં થાવ, જરૂર ખુદા તમારી સહાય કરશે; જરૂર તે તમારાં પણ દુઃખડાં ભાંગશે. એક નિર્ધન માણસ કોઈ દ્રવ્યવાનના ઘરની પાસે રહેતો હતો, અને ભૂખમરાથી તે પીડિત્ હતો; પણ પોતાની સ્થિતિ કોઇને જણાવતો ન હતો. એક દિવસે તે ધનવાનનો છોકરો પેલા દીનના ઝુંપડામાં ગયો. ત્યાં તે પોતાનાં છોકરાં સહિત જમતો હતો. તે જોઈ ધનાઢ્યનો છોકરો ભૂખ્યો હતો, તેને તેમની સાથે જમવા બેસવાનું મન થયું; પણ પેલા ગરીબે તેને કાંઇ ખાવાનું આપ્યું નહિ; અને તેનો કશો સત્કાર પણ કર્યો નહિ. એટલે તે છોકરો રડવા સરખું દયામણું મ્હો કરીને પોતાના ઘરમાં પાછો ગયો. તે જોઇ તેનાં માબાપે તેના ખેદનું કારણ પૂછ્યું, એટલે તેણે પાડોશીના ઘરની વાત કહી. એટલે નાના પ્રકારનાં વાનાં તેને ખાવા માટે મંગાવ્યાં; પણ તે ઉપર લક્ષ ન આપતાં-પાડોશીના ઘરની વાત સંભારીને હઠીલા છોકરાની પેઠે રડવા લાગ્યો; અને બોલ્યો કે, પાડોશી પોતાના ઘરમાં ખાય છે તેજ મારે માટે મંગાવો. બાપે ઘણી રીતે તેને સમજાવ્યો પણ તેણે આડાઇ છોડી નહિ; ત્યારે નિરૂપાય થઈ તેની હઠથી કંટાળીને પાડોશીને ઘેર ગયો, અને માંહેથી તેને બહાર બોલાવી કહેવા લાગ્યો કે, "અહો ભાઈ! તમારાથી મને દુઃખ થાય એવું કરવું તમને ઘટતું નથી." તે બોલ્યો કે, મ્હારાથી કોઇને પણ દુઃખ થાય એવું પ્રભુ ના કરે. પૈસાવાળો કહે કે; "મ્હારા દીકરાએ જમવાની ઇચ્છા કરી છતાં તેને જમાડયો

નહિ, એ કરતાં વધારે બીજું શું રહ્યું છે? તે હઠ પકડી બેઠો છે. જે કાંઈ આપિયે છિયે તેથી મનાતો નથી, અને તે તમારા ઘરનું ખાવાનું માગે છે." આ વાત સાંભળી પેલો દીન પોતાની ડોક નીચે ઘાલીને બોલ્યો કે; "અહો શેઠ, આ વાતમાં કાંઈ ભેદ છે, માટે આપ એ વિષે મને પૂછો નહિ.

તુજને ચડવા તાજો ઘોડો પ્રભુએ દીધો કરી કૃપાય;
દીન કજ્યો દુબળા ગધ્ધાપર તેના પર તું કરજે સા'ય,
રાંકતણા ઘર આગળ ધૂણી તેને તું નવ સમજીશ આગ;
પણ ધૂણી જે આંખે આવે, તે સળગે તેને મન આગ.

પેલા પૈસાવાળાએ તે દીનના મનની વાત કહેવાને ઘણો આગ્રહ કર્યો; ત્યારે તે બોલ્યો કે, "અમે જે ખાતાં હતાં તે તેને આપવા યોગ્ય નોહોતું." આ ઉપરથી તે ધનાઢયે કહ્યું કે, કોઈને યોગ્ય અને કોઈને અયોગ્ય એવું ખાવા વિષે હોતું નથી. ત્યારે તે દીને ઉત્તર આપ્યો કે; "કુરાનમાં લખ્યું છે કે, કોઈ નિરૂપાયથી પીડિત હોય તેને અયોગ્ય હોય તે યોગ્ય જણાય છે અને જે મળે તે ખાઈ લે છે. અમારા ત્રણ દિવસ ખાધા વિના વિત્યા અને મારા હાથમાં એક દાણો સરખો પણ ન હતો. જ્યારે કાંઈ ઉપાય ન ચાલ્યો ત્યારે એક પાધરમાં જઈને મુવેલા ગધેડાનું માંસ લઈ આવ્યો, તે એમનું એમજ અમે ખાતાં હતાં. તે કાચું માંસ તમારા દીકરાને આપવાને મને ઘણું અયોગ્ય લાગ્યું. ખરી વાત આમ છે."

સુખ ચેનમાં આપણી વહી ગઇ સઘળી રાત;
શું ગુજર્યું છે અમ ઉપર, એ નવ જાણો વાત.

પેલો પૈસાવાળો આવી વાત સાંભળીને ગદ્‌ગદિત કંઠે બોલ્યો કે; "હાય! હાય! ન્યાયને દિવસે મને પૂછવામાં આવશે કે, ત્હારો પાડોશી આવી રીતે પીડિત હતો અને તેં તેની સંભાળ કેમ ન લીધી, તો હું તેનો શો ઉત્તર આપી શકીશ?" એમ કહી પેલા દીનનો હાથ ઝાલી તેને પોતાને ઘેર તેડી ગયો; અને પોતાની પાસે જે કાંઇ રોકડ માલમતા હતી તે સર્વેમાંથી ભાઇઓ જેમ ભાગ વહેંચી લે તેમ તેને અર્ધોઅર્ધ ભાગ આપીને વિદાય કર્યો.

આ ઉપરથી તેનું અંતઃકરણ સ્વચ્છ હોવાથી સ્વપ્નમાં તેને કોઈ એમ કહેતું જણાયું કે, "અહો શેઠ! આજે તેં ત્હારા પાડોશી સાથે ભલાઈ કરી અને પ્રભુનું ભય માન્યું, તેના કારણથી ત્હારા જીવતરના અપરાધ ક્ષમા કરવામાં આવ્યા છે. એટલે હવે ત્હારા ધનમાલમાં તને લાભ થશે; અને સ્વર્ગમાં મ્હારો બરાબરિયો થઈને તું બેસીશ.

અરે! દુઃખીને સહાય થવા સારૂ, દર્દીના હમદર્દી થવા સારૂ પોતાનો જાન પણ સદ્‌કે કરનારા કયાં છે? નોટીંગહામ ખાતે નીપજેલાં ડો૦ આરથર શાર્પના મરણે પણ આ વિષય માટે એક પાત્ર પુરૂં પાડયું છે. આ તબીબે

લોહીના ઝેહેરની બિમારીથી મરણ પામેલાં એક બાળકની લાશની તપાસ લેતાં એક અતિ ઘણો બારીક જખમ મેળવ્યો. કમનસીબે તે જખમમાંથી તે કાતેલ ઝેર તેના પોતાના શરીરમાં ફેલાઈ ગયું, અને અંજામમાં તે પણ એજ દર્દના ભોગ તરીકે આશાવંત મુઓ. આવાં કામ કરી સુખી હાલત પ્રાપ્ત કરનારો એક નર છે, હે વસંત ! ખરૂં કહું છું. અરે એવો હિંમતવાન નર તે કોણ હશે ? તેનું નામ "નકકી ઠરાવ" છે. તેનું ઠામ પૃથ્વિને છેક છેડે છે. તે "સુખ–શેઠાણી" ને ઘણે દુરથી જોઈ શકે છે. તેણીનું મંદિર પૃથ્વિના ધ્રુવની પેલે પાર હોય તોએ તેની આંખોની નજદીક તે દિસે છે. તે ચાલીને તે મંદિરે પુગે છે, પછી તેમાં દાખલ થાય છે, અને ત્યાં જાશુક રહે છે.

હે વસંત ! એટલું તું ભરોસાથી માનજે, કે એક લોભી કંજુસ સોનું મેળવવાને ખાતર બચ્ચાં પણ વેચે, ખીસું ખાલી થવાની ધાસ્તીથી લાચાર અને નાતવાન માબાપને મરવા દે, પણ ખોટો પૈસોએ ખરચતો નથી. રે ! પૈસો તે આદમી સાથ શો સંબંધ રાખતો હશે ? શું જીંદગી કરતાંએ તે વધારે છે ? હા; તે લોભી તો એમજ માને છે. પૈસામાંજ સર્વ સુખ સમાયલું છે એમ તે ગણે છે; પરંતુ તે મધ્યેથી સુખ શોધતાં આખરે તો તે દુઃખમાંજ દહાડા કહાડે છે.

દર બીયાબાંને ખુશ્કો રીગે રવાન;
તેશનેરા દર દેહાંન ચે દૂર ચે સદ્ફ.
મર્દ બીતુશે કે ઉફ્તાદ અઝ પાએ;
દર કમરબંદે ઉ ચે ઝર ચે ખજ્ફ્.

સૂકાં બીયાબાન જંગલમાં, અને વળી પારા તથા રૂપાંની ચાલતી રેતીમાં પાણીની તરસ લાગેલા તરસા મુસાફરનાં મોઢાંમાં તો શું મોતી કે શું શીપ બંધે એક સરખાંજ છે. એક મુસાફર જો ભુખનો માર્યો માર્ગમાં તુટી પડે તો તેની કમરે બાંધેલું સોનું ને ઠિકરાં બન્ને સરખાંજ છે. એવા સર્વ મનુષ્યોને, જે સુખ તેઓ શોધતા હતા તે સુખ આવતું જણાય છે, અને તેમનો આત્મા, જેમ દારૂના ઘેનથી માણસ ઘડીભર દુઃખ ભુલી જઈ પોતાને બાદશાહી સુખમાં પડયો માને છે, તેમ મધુર આનંદમાં રમતો હોય એમ દેખાય છે. પણ અફસોસ ! વ્યાધિ આખરે આવી પહોંચે છે; અગર કોઇ મહાન ચિંતા, કે લાલચ, કે સંકટ, હદ વિનાનાં તેના આત્મા ઉપર એકાએક ટુટી પડે છે, અને એનું માની લીધેલું સુખનું ચીર છેદન ભેદન થઇ ગાભો બને છે. આયુષના દોરડાંએ જીવને શરીર સાથે જીકડીને બાંધી રાખ્યો છે. તે દોરીને કાળ રૂપી મોટો ઉંદર કોરે છે, કાતરે છે, અને પળેપળ દોરાના તાંત કરડીને તોડયા કરે છે. એવી રીતે દોરીના બધા તાંત તુટવાથી જીવ છુટે છે, અને તેથી જેમ માટીનો ઘાડવો પુટે છે તેમ તે પુટી જશે, અને કુતરા તથા શિયાળની માફક

જમડો તેને લુંટી જશે. ભાઇ ! ત્હારા હવસોજ ત્હારા ખરા શત્રુઓ છે.

માટે હે બંધુ ! દુઃખનાં રોડણાં રડયા કરવા કરતાં દુઃખનેજ આવતું અટકાવી શકો. નઠારી સ્ત્રી મળી તો તેમાં શું થઇ ગયું ? ઘરમાં ઘોંટાળો ચાલવા માંડયો તો તેથી શું આવી બન્યું ? સંસારમાં કચડાવો થયો તો ભલે. પૈસા લુટાઈ ગયા તો છો ! ગરીબીમાં આવી પડયા તેને શું છે ? તમે તમારી સેવા બજાવો, તમે તમારૂં કામ કરો રે ! એ તો બધું હેબકાવા સારૂ આવવાનું ને ચાલ્યું પણ જવાનું. તમે તમારા ધંધા ઉદ્યોગમાં લાગી જાવ, અંતે દુઃખ પોતેજ થાકી કંટાળીને ચાલ્યું જવાનું. અતિ ઘણી ગરીબ સ્થિતિમાંજ ભાષાશાસ્ત્રિ મરે લખવા વાંચવા શિખ્યો હતો કેની' ? અતિ કંગાળ અવસ્થામાંજ પ્રોફેસર મુરે પોતાની કેળવણી લીધી હતી કે ની' ? અતિશય દયાજનક ગરીબીમાંજ વીલ્યમ ચેમ્બર્સે પોતાનો અભ્યાસ એક પણ રાત ઉંધ્યા વગર, અને દિવસે એક પણ કલાક આસાએશ મેળવ્યા વગર વધાર્યો હતો કે ની' ? વીલ્યમ કોબેટને ભારે મુશીબતો વચ્ચે ફક્ત વ્યાકરણ શિખતાંજ સેંકડો વિપત્તિ વેઠવી પડી, એવી તેની અનાથ હાલત હતીજ કે ની' ?

તમે જુઓજ છો, કે દરરોજ સૂર્યના ઉગવા અને આઠમવા સાથે માણસની જુવાની ક્ષય પામતી જાય છે, તથા ઘણાક મોટા કારભારવાળા વેપારીને જતો કાળ જાણવામાં આવતો નથી. વળી બીજાં માણસોનો જન્મ, જરા, વિપત્તિ અને મરણ જોવામાં આવે છે, તેમ છતાં લોકોને ત્રાસ પણ ઉપજતો નથી. માટે એમ માલમ પડે છે, કે મોહથી ઉત્પન્ન થયેલા અસાવધપણાનો દારૂ પી કરીને જગત્ નરૂં છાકટ થયલું છે.

સુખીઓ સબ સંસાર ખાવે ઓર સોવે;
દુખીઆ દાસ કબીર ગાવે ઓર રોવે.

## પ્રભુ ! મોત માગું તે પહેલાં મારી નાખ !

શરીરની ટીપટાપ કરવાથી શરીર કોહીને ખાક થતું અટકતું નથી, એમ તમે જાણો છોજ. વળી તમને ખબર છે, કે ઈરાનનો ગુસ્તાસ્પ પાદશાહ પોતાનો ખોરાક તોલી તોલીને તોલા માસાનાં વજનથીજ ખાતો હતો, તે પણ મૂઓ, અને જરમનીનો પ્રિન્સ બીસ્માર્ક એધીની માફક ખાતો હતો તોએ તે ઘણા વરસ જીવ્યો, અને તેનું રાજદ્વારિ ભેજું જેમનું તેમ રહેવા પામ્યું હતું; પણ આખરે તો તે પણ મૂઓ. એટલે શરીર સંભાળવાથી કાંઇ જીવાતું નથી. મનુષ્ય પોતાના મન ઉપર પોતાનો જીવનગાળો ચલાવી શકે. મનમાં પાક

ઇચ્છા હોય અને તેની સાથે સંપૂર્ણ સુખનો તે ચાહ રાખતો હશે તો તે ગમે તે સ્થિતિ, ગમે તે ધંધા, કે ગમે તે ધર્મનો હશે તોપણ દુઃખના ધુમારામાંથી જરૂર મોકળો રહેવા પામશે. જો એક મુસલમાન ખરો ધાર્મિક હશે, પોતાનું આખું જીવન મહમદની શિક્ષા પ્રમાણે ગાળ્યું હશે, મહમદનાજ વિચાર કર્યા કીધા હશે, મહમદમાંજ રમણ કર્યા કરતો હશે, તો તે મૃત્યુ પછી, પ્રકૃતિના નિયમ પ્રમાણેજ જે કાંઇ તે આખા જીવનમાં આતુરતાથી ઇચ્છતો હતો તેવુંજ બેહેસ્ત પામશે. વેદાન્ત પણ એમજ કહે છે, કે પ્રકૃતિમાં એવો બીજો નિયમ નથી, કે જે આમ થતું અટકાવી શકે. પોતે જેવું ધારતો હતો તેવુંજ સ્વર્ગ તેને મળશે. અને લોભ્યાની ભુખ તો કબરની ખાકથીજ ધરાશે. માટે હે બેરાદરો! રે બંધુઓ! આ દુન્યાઈ મુસાફરખાનામાં જે કોઈ મુસાફર મળે તે સાથે હળીમળી ચાલો, નેક વિચારથી વર્તો, પછી તમને આ મુસાફરીમાં કડવો અનુભવ મળ્યો, એમ કહેવાનો વખત નહીં આવે. આ ૩-૫ દહાડાનાં મુસાફરખાનામાંથી તમારો પડાવ ઉઠી જાય, ત્યારે તમે હસ્તે મુખડે ચાલ્યા જાવ.

નગર તુંમારા રખો મુસાફર, ચલે વતન અપને;
બોલા ચાલા માફ મીલેંગે, ફેર કબુ સપને.
હમ પંચી પરદેશી મુસાફર, આએ સેલાંની;
રહે તુંમારી બસતી જબ લગ, થા દાંના પાંની.
યાદ કરો કોઈ દીન તુમારી, હે બીચ જીંદગાંની;
ભલે યે યા બુરે રખીયો, માયા મેહેરબાંની.
જુદાઇગી કે સબબ હમારા, લગા જીવ તપને;
બોલા ચાલા માફ મીલેંગે, ફેર કબુ સપને.

"To be afraid to die, or wish for death,
Are words and passions of despairing breath:
Who doth the first, the day doth faintly yield;
And who the second, basely flies the field."—*F. Quarles.*

તાઇશ ગ્રી—નાઓ બ્યઓથનાઈશ બ્યેન્તે, યએષૂ અસ પઈરી પોઉરૂબ્યો ઇથ્યેજો = દુષ્ટ વિચાર કરનારા આરમોગો પોતાનાં બુરાં કામોથી આપણ ગરીબ, રાંક અને નિર્દોષોને બિવાડે છે ખરા, પરંતુ યાદ રાખજો, કે તેમના જાલમ બખત અંતે ખરાબી તો તેમનીજ કરે છે, અને તે સઘળાઓનો નાશ તેમનાં ભુંડાં કૃત્યોથીજ થવાનો છે. આવા આરમોગોનાં કામો ગુમરાહી ભરેલાં, ખોટો ને ઠગાઈનો માર્ગ બતાવનારાં હોય છે. એ કામો કીધાથીજ તેમને પીડાકારી ભોગ વવી પડે છે, અને તેમની આ અને પેલા ભવમાં હાનિ ને ખરાબી થયા વગર રહેતીજ નથી. દાનાવોનું કહેવું છે કે; અગર તું બાદશાહોનો બાદશાહ હોય તોપણ આખરે તો આ ફાની દુનિયાંમાં જન્મીને તું ફનાજ થનાર છે. જેમકે, નથી

**જમશેદ** જેવો જોરેમંદ બાદશાહ રહ્યો, કે નથી **સીકંદર** જેવા શુરો શહેનશાહ રહ્યો. નથી નેકનામ **ફરેદુન** જેવો ફતેહમંદ રહ્યો, કે નથી **તેમુરસ્પ** જેવો દેવબંદ રહ્યો. નથી રહ્યો **કેરશાસ્પ** જેવો બળવાન, કે નથી રહ્યો **રૂસ્તમ** જેવો જેહાંનને જીતનાર પહેલવાંન; પણ રહ્યાં છે તેઓનાં મુબારક નામ અને યાદગારી ભર્યાં કામ. ગમે એવા કયામત સુધી પાળ બાંધનારાઓ અંતે ઠગાયા છે. ગુસ્તાસ્પ પાદશાહે પેગંબર જરથોસ્ત સાહેબની દીન કબુલ કરીને, તેમના ભેદી પવિત્ર ઝંદ અવસ્તાના કલામો દુન્યામાંથી ગુમ ન થાય એ મતલબથી, ઝંદ અવસ્તાનાં ૧૨૦૦૦ બાર હજાર દફતરો પાકી સોનેરી સાહીથી ગાયના ટકાઉ ચામડાંઓ ઉપર લખાવીને જુદા જુદા દેશોમાં જાળવી રાખવા મોકલ્યાં હતાં! મગર આજે તે બાર હજાર દફતરોમાંથી માત્ર ૩ા દફતરજ જળવાઈ રહેવા પામ્યાં છે! અર્થાત, તમે કોઈ ચીજને જમાનાની ગીરદેશથી બચાવવા સારૂ ગમે એટલા પણ ઉપાય કાં ન કરો, પણ અંતે જમાનો તેનો નાશ કીધા વિના છોડતો નથી. જનની જણે ને ધરની ઝીલે.

કુજા આં સરો તાજે શાહનશેહાં?
કુજા આં બુઝોર્ગાંનો ફરરોખ મેહાં?
કુજા આં સવારાંનો ગર્દન કશાં?
કઝી શાન નબીનમ બ ગેતી નીશાં.
કુજા આં પરીચેહરગાને જેહાં?
કઝી શાન બુદી શાદ જાને મેહાં?

કયાં ચાલ્યાં ગયાં તે શહેનશાહોનાં સર અને તાજ? કયાં ગયા તે મોટા બુઝોર્ગો અને મુબારક સરદારો? કયાં ગયા તે બહાદુર સવારો અને ખિલેલી છાતિવાળા વીરલાઓ? કે જેમની કાંઈપણ નિશાની હું આ દુન્યામાં તો હવે જોતાજ નથી. કયાં ચાલી ગઈ તે દુન્યાની રૂપસુંદરી સ્ત્રીઓ, કે જેમનાથી સરદારોના જીવ મગન રહેતા હતા? નામ તેનો નાશ, ને કાગડા પામ્યા વાસ.

મન માયાના કરનારા રે, જરી જોને તપાસી તારી કાયા,
પુછી જોને તું પંડીત પુરાણા રે—કોઇના અમર છે લેખ લખાયા?
કાચી છે કાયા, માટીની માયા—માટીના મહેલ બનાયા.
સ્યાના તો સમજીને અલગ થયા ભાઈ—બાળક બીચારા લપટાયા રે—જરી૦
લાખોની પાંખો ગઇ છે પીખાઇ—જેની મુંછ પર લીંબુ ઠરાયા;
કાળના કુવાડાથી કોણ બચ્યું છે ભાઇ—ભલે રંકને ભલે રાયા રે.—જરી.
સંધ્યાના જેવા રંગ સોનેરી—ને વંધ્યાને લાડ લડાયા;
જોબન ને તન પણ તેવાં સમજવાં—પાણીમાંના પડછાયા રે—જરી૦

**હે વસંત!** જ્યાં સુધી ત્હારો દેહ નિરોગી છે, અને જ્યાં સુધી મૃત્યુ દૂર છે, ત્યાં સુધીમાંજ પોતાનું કલ્યાણ કરી લે. ત્હારાં મરણ માટે તૈયારી કરી

લે. આપણે જાણ્યે છિયે કે ચંદ્રની કળા કયારે ઓછી થવા માંડશે, ઉનાળો કયારે આવશે, અને ચોમાસું કયારે બેસશે, તે પણ આપણે જાણ્યે છિયે; અને તેને સારૂ જે જોઇતી તૈયારી તે અગાઉથી કરી રાખ્યે છિયે, પણ મોત કયારે આવશે તે આપણુ મધેથી કોઇ જાણતું નથી, વાસ્તે ઈનસાનને ઘટે છે, કે તેને વાસ્તે જે તૈયારી-**નેકી**-જોઇએ તે દર પળે એકઠી કરી રાખવી.

પાવ પલકકી ખબર નહી, કર લે કલકી આજ;
જીવ ઉપર જમડા ભમે, જેમ તીતર પર બાજ.

હે **વસંત**! આપણે મરવું છે એ પહેલું યાદ કરો. **નોશીરવાન આદેલની** દરબારમાં ફીલસુફોએ બુઝર્ગમહેરને પૂછ્યું, કે તું બહુ મોટો દાનાવ છે માટે અમને કહે, કે માણસે "શું શીખવું અને શું કરવું?" તેણે જવાબ દીધો કે, મેં ચાર હજાર ફિલસુફીની તેમજ હીકમતની ચોપડીઓ વાંચી છે, તેમાંથી મને ચાર બાબતજ કિંમતી માલમ પડી છે, જેમાંની બે યાદ રાખવા લાયક, તથા બે ભુલી જાવા લાયક છે. યાદ રાખવા લાયકમાં પહેલી એ છે કે; "મોતને યાદ રાખ!" અને બીજી એ છે કે; "કોઇએ આપણી ઉપર કરેલો ઉપકાર યાદ રાખવો." ભુલી જવા લાયકમાંની પહેલી એ છે કે; "કોઈએ આપણી સાથે ભુંડાઇ કીધી હોય તે ભુલી જવી." તથા બીજી; "કોઈ સાથે આપણે ભલાઈ કીધી હોય તે પણ ભુલી જવી." આટલું જો કરવામાં આવે તો આદમી કદિએ દુઃખ જૂએ નહીં, બાકી તો **નોશીરવાનને** પણ મોત તેડી ગયું, ને મને પણ મોત તેડી જશે, ને મને પણ સાથે સાથે ઉંચકી લઈ જશે.

આયા હય સો જાયગા-રાજા, રંક, ફકીર;
કોતને સિંહાસન ચડ ગયે, કોતને પેહેન જંજીર.

માટે આનંદને વખતે આનંદ ભોગવવો, અસુખને સમયે અસુખ ભોગવવું. દુઃખને વખતે દુઃખ, ને સુખને વખતે સુખ પણ તેના પાકેલા વખતે ભોગવી લેવું.

**સર જૉન લબક** કહે છે કે, આનંદી સ્વભાવ એ ઉદ્યોગની બેટી છે. ઈશ્વરે ઇનશાનને આ જગતમાં હાડમાર થઈ દુઃખમાં દહાડા ગુજારવાને પેદા કીધું નથી. તેને તમામ જગત્ ઉપર હાકમી આપેલી છે, અને બુલંદ વિચાર શકિતના બળથી જો તે ચાહે તો ગમે એટલાં સખ્ત સંકટમાં પણ તે સુખી રહી શકે એવી શકિતઓ તેને બક્ષેલી છે. આ શકિતઓને ખીલવી અ. બાકી દુન્યાની ટુંક જીંદગીમાં ઈનશાન શી રીતે સુખી રહી શકે તે જો જાણવું હોય, તો નિર્મળ અને વગર ડાઘના અંતઃકરણ વગર આ જગતમાં સુખી થવાના પછાડા મારવા નકામા છે. **લેધીન** કુટુંબનો મુદ્રાલેખ છે કે; "**શરમભર્યાં** કામનોજ ડર રાખો!" **વસંત**! ત્હારે મોતથી શા સારૂ બ્હીવું? જે માણસ મરણ પામે છે તે તો પાપથી છુટો થાય છે; ત્યારે તે મરણ પામ્યો એમ શા

વાસ્તે કહેવું જોઇએ? સુખી જીંદગી તો ત્યારેજ શરૂ થાય છે. માટે મરવાને શા વાસ્તે બ્હીવું જોઇએ? જે માણસ જીવે છે તે તો અપરાધ કરવાને ચાહે છે, ત્યારે તેને જીંદગી શા વાસ્તે કહેવી જોઇએ? જે જીંદગી પાપની અંદર ગુજરી તે કાંઈજ નહીં, પણ મોતની સાથે લડાઇ કરવામાં ગુજારી એવું જાણવું. હવે ત્હારાં પ્યારાં બાળક તરીકે ખોળામાં લઈને દુ:ખનેજ રમાડયા ના કર, બીજું ખુશનુમા સુખરૂપી બાળક તેજ વેળાએ દુધ ધાવીને તૈયાર થતુંજ હશે. એજ સિદ્ધાંત ઉપરથી મ્યુર વંશનો એક નબીરો છાતિ ઠોકીને કહે છે કે; "વિપત્તિઓ, હાડમારીઓ, અને મુશીબતોથી અમે બીલકુલ હારી ખાતા નથી."

સુખમાં રાખ્યું ન જાણશે, દુ:ખ જરા જાણે ખર્વ;
જાણે કો ન રમાડીયું, રડાવીયું જન સર્વ.

જે પુરૂષ વનસ્પતિનાં કાચાં ફળ તોડી લે છે, તે તેમાંથી રસ પ્રાપ્ત કરી શકતો નથી, પણ ઉલટાં બીજ પણ ખુવે છે. જે મનુષ્ય યોગ્ય વખતે પાકેલું ચુંટે છે તેને તે ફળમાંથી રસ પણ મળે છે, ને વળી તેના બીજમાંથી પાછાં ફળ પણ મળે છે. મનુષ્ય જો સુખ અને શાદી રામશનીના વખતે પણ ખુશાલ સ્વભાવ નહીં રાખે, તો પછી તે આનંદનો રસ પીવાનો પ્રસંગ મેળવશેજ નહીં. દુ:ખને વધારતાં આજનો દહાડો ત્હારી ઉપર ગમનો પણ આવી પડે, તોએ તંગ દીલ ના થા; મ્હોં મિઠું રાખ; કારણ, રખેને એના કરતાંએ વધારે આફત કાલે આવી પડી તો! કહેવત છે કે, માછલી જ્યારે પાણીથી સુકી જમીન ઉપર આવે ત્યારેજ તે પાણીની કીંમત પિછાને. દુ:ખ પડે તેને વધારીને મોટું કરવાથી એવડુંજ લાગે છે. શેઠની ફાંદે ફોલ્લી થઈ, ને પંપાળીને મોટી કરી, તેવું થાય છે. ફેરગ્યુસન વંશની મુદ્રા છે કે; "મુશીબત પછીનું બધું વિશેષ મિઠુંજ લાગે." દુ:ખ તો સઉને માથે છે. આ જમાનામાં ગમી તથા ખુશી એ બેઉ સાથેજ છે. કોઇવાર ઇનસાન દુ:ખમાં પડે છે, અને કોઈ વેળા સુખમાં પડે છે. ગુલાબનું નરમ પુલ કાંટાની નોકના જખમનો ઈરાદો શું નથી રાખતું? ગુલાબના જેવું રંગીન તથા નાજુક ખુશબો ભરેલું પુલ, જે ઉપર સૌ કોઈનું દીલ લાગે છે, તે જેવું પુલ પણ કાંટાની અણિ ભોંકાયાનું દુ:ખ રાખે છે. રાજકર્તા રાજાને રાજ ખોવાની ધાસ્તીનું દુ:ખ, ફકીરને ફાકો પડવાનું દુ:ખ, ખુબસુરતીના ભરથારને શીલ તુટવાનો ભય; બદચાલના પતિને પત્નિ જીવવાનો ભય, અને અન્યાયી રાજાને રાજ્યનો પાયો ધસી પડવાનો ભય.

"તજી નીંદ ગફલતની જરા જો જગતમાં કંઇ રમી ગયા;
કાજો ફસ્યા સૌ કાળમાં, નહીં કોઇ ત્યાં કાયમ રહ્યા.
છે નામ તેનો નાશ તું ધર ધ્યાન એ સંભારણે;

ડર કર જબર નર એ ખબર, જવું છે કબરને બારણે.
લઈ જન્મ તું આ જગતમાં, કંઇ વિગતમાં સમજ્યો નહીં,
થઇ અંધ ધાપો ધંધમાં, સારૂં ન કંઇ સોચ્યું અહી.
કરી લે હજી કંઈ કામ સમજી, અધમ પાપ નીવારણે;
ડર કર જબર નર એ ખબર, જવું છે કબરને બારણે.
લઇ આ સાર આ સંસારથી, નકી ધાર દીલ તું આટલું;
કરશે ભલું જો કોઇનું, નકી તો થાશે તારૂં ભલું.
આજેજ થઇ નહીં અટકજે, ઇબરામ જગ બંધારણે;
ડર કર જબર નર એ ખબર, જવું છે કબરને બારણે."

હોશંગ જેવા નામીચા પેશદાદીઆન ટોળાના બાદશાહે એક હજાર વરસનો અમલ ભોગવ્યો કહેવાય છે, મગર તે પણ આખર અજલને શરણ થયો. અને એવા એવા સો કે હજાર વરસ જીવનારા પણ આજે રહ્યા નથી. માણસ, પ્રાણી, ઝાડપાન, પહાડ, પર્વત કે દરિયા એ સઘળાં વખતના ચક્કરમાં ફરી ફરીને ઉથલ પાથલ થઈ અંતે ફના થાય છે, અને થયાં છે. હસ્તી તેની નીસ્તી એ કુદ્રતથી સરજાયેલી છે. જેઓ મૂર્ખ છે તેઓજ હસ્તીને હંમેશ માટેની ધારે છે. દાનાવને મનથી જીંદગી પતંગિયાં જેવી તુચ્છ છે. બ્રહ્મવેત્તાને સ્વર્ગ તણખાં સમાન છે. શુરવીરને જીવતર તૃણ સમાન છે. ઈંદ્રિયો વશ છે તેને સ્ત્રી તણખલાં સમાન છે. નિસ્પૃહી પુરૂષને જગત્ તૃણ સમાન છે. સંતોષીને પૈસો ઘાસ સમાન છે. અને ખુદા ઉપર વિશ્વાસ રાખનારને બંધન વિસાદ વગરનું છે. કેમકે તેઓ સર્વ સમજે છે, કે અંતઃકરણમાં કચડો પડવાથીજ માનવીઓ બંધનમાં પડે છે, અને બંધન એજ દુઃખનું કારણ છે. અસંતોષી જેમ ઘણું મેળવતો જાય છે તેમ તે રડતોજ જાય છે.

રોઇ રોઇ કે પાંઇયે, રૂપિયા જિસકા નામ;
જબ જાયે ફિર રોઇયે, ઇહ મુખ જિસકો કામ.
ઇહ મુંખ જિસકો કામ, ઇસ મતિ કા હૈ રૂપી,
જિસકે હેત મજૂરિ, કરેં ઉડાવૈં કૂપી.
કહ ગિરિધર કવિરાય, કઇ ખોજે ગર્દમ ધોઇ,
પુના બનજ નોકરી, કૃષિ કરેં રોઇ રોઇ.

મોતી અતિ સ્વચ્છ છે, કોઈની સાથે વિરોધ કરતું નથી, સારી રીતે ગોળાકાર છે, અને ઘણું સુંદર છે, તોપણ અંતરમાં વચ્ચે ભેદાવાથી બંધન પામે છે. તેમજ પુરૂષ અતિ સ્વચ્છ હોય, કોઈ સાથે વિરોધ કરતો ન હોય, સદાચારવાળો હોય, અને ઘણો સારો હોય તોપણ તે અંત્તરમાં ભેદાવાથી બંધન પામે છે. અંત્તરમાં ભેદાયાથીજ તેને દુઃખની લાગણી થઇ આવે છે.

જેઓ અંત્તરમાં ભેદાતા નથી તેઓ ક્ષણુ ભંગુર સંસાર છે, એવું બરાબર સમજેલા છે. જેઓ આ સુત્ર બરાબર સમજ્યા નથી તેઓ જીંદગીની દોરી બળાત્કારે તોડી નાંખવાના પાપમાં પડે છે. હે વસંત વ્હાલા!

અયેસાઇ જાઉં જાઉં કરતે હો તો સીધારો,
ઇસ દીલપે કલ જો હોગી સો આજહી વોહ હો લે.

એ પ્રમાણે તું જાઉં જાઉં કર્યા કરે છે તો તું બેલાશક સિધાર; મ્હારાં આ દીલ પર ત્હારી જુદાઈથી જે કાલે બનવાનું હશે તે આજે બનશે.

પીડા મનુષ્યને ખચીત, રેંચ સુખાબાદીનો,
પલંગથી પીડાએલો, અજાણુ સ્વાદ લાદીનો;
શૂરા વિરો દીપે ધણા, કટાઈ દુઃખ કાટથી,
નિરાશી દુઃખ શોધશે, વિનાશી આપ ઘાતથી.

નીરો રાજાને પોતાની આટલી બધી હકુમત છતાં શું મરવા ગમ્યુજ હશે? નોશેરવાન અદલ પાદશાહની આટલી બધી લાયકીનાં ને સ્તુતિનાં ગાયનો ચોમેર ફેલાયા પછી શું તેને ખુશીથી મરવા ગમ્યું હશે? અકબર બાદશાહને આવડી જાહોજલાલી છોડીને શું આનંદથી ચાલ્યાં જવા ગમ્યું હશે? ભોજ વિક્રમને પોતાની દરબારમાં નવ નવ રત્નો પડતાં મૂકીને શું એમના એમ બાખુશીથીજ મરણુ પામવા ગમ્યું હશે? ગર ન હો શાકી :પયમાના હુવા તો કયા? શરાબનો પ્યાલો તો છે પણુ શરાબનો પાનારો શાકીજ જયારે મળે નહી તો પછી તે પવાલાંને શું કરે? ખુદાની બંદગી તેં કર્યા કીધી, નેકી નીતિથી ચાલ્યો તેમ છતાં ખુદાએ ત્હારા ઉપર દયા તો કીધી નહીં, ને કદર તો ખાધી નહીં, એવી નિરાશાથી તેં તેની પ્રાર્થના પણુ નિવારી દીધી એ ઠીક નહીં ભાઈ! પોતાની શકિત પ્રમાણે ભાવથી પરમેશ્વરની પૂજા કરવી, પણુ પૂજા મુકૂલ ન કરવી એ કાંઇ ઠીક નહીં ભાઈ.

દો બામદાર ગર આયદ કસી બ ખીદમત શાહ;
સીઉમ હર આઇને દરવયે કુનદ બ લુત્ફ નેગાહ.
ઉમીદ હસ્ત પરસ્તંદગાંને મુખલેસરા;
કે નાઉમીદ ન ગરદદ ઝે આસ્તાંને એલાહ.

કદાપિ કોઈ બાદશાહનો હજુરિઓ બે દિવસ સકાળે પરોઢિયાંમાં ઉઠીને બાદશાહની સેવામાં જાએ તો ત્રીજે દિવસે બેશક, બાદશાહ તેના પ્રત્યે કૃપાદ્રષ્ટિ કીધા વિના ના રહે. ઉમેદ છે, કે સાચાં અંતઃકરણે ભગવાનના ભજન કિર્તન કરનારો પણુ એ પ્રમાણે કરશે, તો ભગવાનની દેવડીથી નાઉમેદ કે નિરાશ થઇ પાછો ફરશે નહીં. તે માલેક તો કેહેર ને મેહેર સાથેજ મૂકે છે. ન્યાય ને દયા સાથે સાથેજ રાખે છે. માટે ભલાઇમાં ભેળાતા રહો, રૂડી સાદી રામશાનીમાં

જોડાતા રહો. શુભ કાર્યોમાં સામેલ થતા રહો. અરબસ્તાનમાં એક સુખી કહેવાયેલા શાહ સોદાગરે પોતાની કબર ઉપર જે લેખ કોતરવાનું ફરમાન કર્યું હતું, તે લેખ આજે પણ તેની કબર ઉપર દીઠામાં આવે છે કેઃ—

"અરબસ્તાનનાં બધાં દુઃખ દર્દો ઉપરાંત વધારામાં એક દુઃખ દર્દ જાદે ભોગવનારો અહિં આસાંનીથી સુતો છું, તેજ તમારો સુખીમાં સુખી ગણાયલો **મીરજાં સુરૈયા** છું." મુવાં તે તો સુખે સુતાં, જીવતાંને ચમન છે. "મમ્મા આપણે પપ્પા વગર જીવશું કે?" "બ્હેન! આપણે વડા ભાઈ વગર નભશું કે?" "દીકરી! ત્હારા ધણી વગર તું જીવશે કે?" આવા સવાલોજ દુઃખનો ઉત્પાત્ત વધારે છે. એવા વખ્તે તો તે આપણા મોટા બાપની ફાંટમાં ભરાઈ જવું. દુશમનો મ્હારા મૂવા પછી રખે મ્હારાં બચ્ચાંને હેરાન કરે! રખે મ્હારાં વ્હાલાંઓને સતાવે! રખે મ્હારાં ન્હાનાં બચ્ચાંનું સર્વસ્વ ખુંચી લે! એવા ચાલુ સંતાપ કરનારા તો મૂર્ખાઈજ કરે છે. શું તમેજ મરી જવાના ને દુશમન તમારો કાંઈ અમરપટો લઈ આવ્યો છે, કે તેજ એકલો જીવ્યા કરવાનો? ફીકર પડીને ફાળ પડી આવ્યા કરે, પેટમાં જાણે શોર પડે, ચિંતાનો ડંખ ઘડી ઘડી "કટ કટ—ટક ટક" ટકોરાથી હુસ હાસના શોર માર્યાજ કરે, ફીકરનો જીવડો ઘડી ઘડી હૈયાંને કોતરી કોતરીને પોળું કરી નાખે, ને જાણે જીવની કિંમત કોડી સમાન થઈ પડે ત્યારે પણ "જે ખુદા કરે તે ખરૂં!" એ વાકય જરા પણ રૂઝ લાવશે. ભગવાનનાં દર્શન લેવાં હોય, ખુદાને રૂબરૂ જોવો હોય, તો ત્હારા કરતાં ભારે દુઃખ અને ગભરાટમાં પડેલાં કોઇ દુઃખી આગળ જઇને તેનું તે દુઃખ ટાળી તેનાં સંકટમાંથી ઉગારીને તુર્ત તેનાં મૂખ સામું જુઓ, ને જે ખુદાઇ ખુશાલી તેના ચહેરા ઉપર તુર્ત પ્રગટી નિકળે છે એજ ઈશ્વરનું સ્વરૂપ સમજી લ્યો. જે પ્રાણીને પ્રભુનાં દર્શનની કિંચીત્ ઇચ્છા માત્રજ થાય છે, તે મોટા દેવતાઓ કરતાં પણ ભાગ્યવાન્ સૌથી ઉંચાં સ્વર્ગ—લોકમાં જઈ વસવાનો અધિકારી બને છે. તું કહેરનો મારેલો ઈશ્વર ઉપર કહેર ના કાઢ. એકલું ત્હારે ત્યાંજ એવું મોત થયું એમજ ના માની બેસ. કળજુગમાં એવાં અજબ સંજોગનાં જવાન મોત તો હવે સાધારણ થઇ પડયાં છે. તનેજ કાંઈ આવું અજબ જેવું દુઃખ નથી થયું.

કોઇ આજ કોઈ કાલ, કોઇ માસે છ માસે;
કોઇ વરસે દસ બાર, કોઇ પચીસ પચાસે;
કોઇને થાયે સાઠ, કોઇને થાયે એંસી;
જે જાયું તે જાય; નથી રહેવાનું બેસી;
નામ તેટલાનો નાશ છે, ધરમ એવો મન ધારવો,
શામળ કહે મૂરખ કરે; ગંદી દેહનો ગારવો.

# દિલાસા પત્ર.

## (૩૨૪ મો.)

"Hope is like the wing of an angel, soaring up to heaven, and hearing our prayers to the throne of God."

J. TAYLOR.

"અરેરે! ધંધા રોજગારો ઘણાએ કર્યા તોએ નસીબ ના ફર્યું. દર્દ ના ટળ્યું. ઈશ્વરે મૂઓ ને મને જન્મ આપતોએ મૂઓ!" શું બોલ્યા રાવજી? તમારૂં દર્દ નથી મટતું તેટલા સારૂ શું તમે જે ગમે તે બકવાનો હક્ક ધરાવો છો? શું તમે ઈશ્વરને નમી જોયું? કાકલુદી ને આજીજી કરી જોઈ? ભાઈ બાપા કરી જોયા તોએ તેણે તમારો રોગ નહીં મિટાડયો? અને તમારી જંજાળ કમી ન કરી માટે ઇશ્વરને ગાળો દેવાના પણ હકકદાર થયા? અરે ભાઈ! ઇશ્વર તો એવા ક્રૂર છે, એવા હઠિલા છે, કે તમે રડો, નમો, આજીજી કરો, કે ખિજવાવ, ગાળો ભાંડો, ગુસ્સો કરો તોએ પોતે છોડેલા હુકમમાં કદિ ફેરફાર કરે નહીં એવા જીદ્દી છે. નસીબદેવીએ ઘણી ઘણીવાર ભલાં દેખાતાં ને પુનવંતાં જણાતાં પ્રાણીઓ માટે પ્રભુ પાસે દયા માંગી છે, પરંતુ જકકી જગદેશ્વરે થએલા ઠરાવમાં ફેરફાર કરવાની તેણીને પણ સાફ ના પાડી છે, માટે કાં પછાડા મારો છો?

अवश्यं भावी भावानां प्रतिकारो भवेद्दि।
ततोदुःखैर्नलिप्येरन् नलरामो युधिष्टिराद्द्यः॥

અવશ્ય થવાના ભાવીનો જો ઉપાયજ હોત, થવાનું તે નહીં થાય એમ બનતું હોત, તો નળરાજા, રામરાજા, અને યુધિષ્ઠિર જેવા મહા પુરૂષો દુઃખથી ગ્રસ્ત થાત નહીં. લોહોરાસ્પનાં હથિયારખાનામાં ખાસ હથિયારોથી ભરેલી એક સંદુક હતી તે ઉપર તેણે કોતરેલું હતું કેઃ—"એક પાદશાહ પોતાના શત્રુઓ ઉપર જીત મેળવીને તેમને દુઃખ આપે, અને પાછળથી તેમના ઉપર મહેરબાની ઉતારે તો તેનું એમ સમજવું, કે દર્દીનેજ આરામ કરવા સારૂ વૈદો તે દર્દીના શરીરનો કોહી સડી રહેલો ભાગ ચીરીને દર્દને બહાર ખેંચી કાઢયા પછી ચીરેલી જગાને સીવી લઈ ઠંડા મલમપટાથી રાહત આપે છે. મંદવાડ એ સુખાકારીનો સબબ છે, જેમ તુંદ અને સરકશ લોકોને શિક્ષા મળવાથી આસુદગી થાય છે તેમ. સગાઈ કરતાં દોસ્તી કિંમતી છે. દૌલત ભેગી કરવા કરતાં ધર્મદાન કરવું વધારે વ્હાલું છે. શ્રીમંતાઈ કરતાં સંતોષ લાખ દરજ્જે ઉમદા

છે." રાવજી, રાવજી! સત્તરસો ધંધાનો ધણી થા, તોએ નસીબમાં જે અધિ લખેલી તે આખી નહીં થાય. જુના પેટમાં લીંખજ હોય.

ચે કુનદ ઝૂરમંદે વાઝુન બખ્ત;
બાજુએ બખ્ત બેહ કે બાઝુએ સખ્ત.

અગર જો એક જોરાવર બળવાન હોય પણ તેનું નસીબ ઉંધું હોય તો તેથી કાંઈ નિપજી શકવાનું નહીં. બીજું કાંઈ જોરાવર હોવા કરતાં નસીબ જોરાવર હોય તેજ ભલું. મ્હોં કાળું પણ નસીબ તો ઉજળુંજ જોઈએ.

હરિજન હારાહી ભલા, જીતન દે સંસાર;
હારા હરિપેં જાયગા, જીતા જમકી લાર.

ભગવાનનો ભકત તો આ અસાર સંસારથી હારેલોજ સારો. આ અસાર સંસાર તેને ફાવવા દેતો નથી. આ સંસાર એવો છે, કે જો માણસને અહિંયાં કેવળ સાવ સઘળી નિરાશી અને નાઉમેદી જ્યારે મળે છે, ત્યારેજ, તેનું ચિત્ત પરમેશ્વર ઉપર બાઝે છે; ને ત્યારેજ તેને ભગવાનનાં દર્શન પણ થાય છે. જો સંસારમાં તેનો વિજય થાય છે, ને આશા ઉમેદ પાર પડે છે, તો તે પહેલો જમરાજાના પંજામાં સપડાય છે. મોડે વહેલે માણસ ઉપર દુઃખ આવી પડવાનું કારણ માણસનું અજ્ઞાનપણું, આળસાઈ, અને અવર્તનજ છે. અરે! પરમાત્માનું માનવંતુ પ્રાણી જે **માનવી**, તે આ અવનીમાં સુખ લેવાને સ્વતંત્ર સરજાયલું છે, તે આ ભૂમિ ઉપર આવી ખરાં સાચાં સુખને નહીં મેળવી શકે તો તેમાં પરમાત્માનો દોષ નથી. જે પ્રભુના આ દુન્યા માટે અને બીજી દુન્યા માટે બાંધેલા નિયમો ને કાયદા વગર તુટવે ચાલ્યા કરે છે, તેવા પ્રભુ, જેણે આત્માના હજારો સુખોને માટે આ જગત્ સુખવાળી બનાવી છે, તેમાં પણ તે માલેકની સર્વથી પ્યારી એવી **માણુસ** જાત, તેનાજ સુખના માર્ગમાં જે કોઈ આડે આવી વિઘ્ન નાંખે, માણસને અવળે રસ્તે દોરીને તેને સારાં કામથી રોકીને દુઃખ દે, તેને તે પ્રભુ કદી કોરાં જવા દેતો નથી. વગર વાંકે મારનારા જેમ પાપીઓ છે તેમ વગર કસુરે તેવા દુષ્ટના મારા ખમ્યા કરનારાં પણ દોષિત છે. પહેલા પાપીએ પોતાનું દુષ્ટ બળ ખોટે માર્ગે વાપર્યું, અને બીજાએ પોતાનું જરાતરા પણ સારૂં બળ બીલકુલ વાપર્યુંજ નહીં. બાકી તો ઈશ્વરે બન્નેને થોડું ઘણું બળ આપેલુંજ છે.

પાદશાહી કુ રવા દારદ સીતમ બર ઝીરદસ્ત;
દુસ્તદારશ રૂઝે સખ્તી દુશમન જુરાવરસ્ત.
બા શઈયત સુલેહ કુન વઝ જંગે ખસમ એમન નેશીન;
ઝાંકે શાહનશાહે આદેલરા રાઈયત લશકરસ્ત.

જે હકુમત કરનારો વડો પોતાની ગરીબ અને દુઃખી થઈ પડેલી પ્રજા

પ્રત્યે જુલમ કરવોજ ઘટિત વિચારે, તે હાકમી ચલાવનારાના જે જે ખાસ મિત્રો હોય તે પણ તેના પડતા વખતમાં તેના જરૂર શત્રુજ થઈ જાય છે. હે વ્હાલા ! ત્હારા આશરા હેઠળ પડેલાં ગરીબ દુઃખી લોકો સાથે સુલેહ સંપથી ભલાઈ કરી લે, અને તેમ કીધાથી તું ત્હારા હડહડતા શત્રુથી પણ નચિંતાઈથી ને શાંતિથી રહી શકશે. કેમકે જે ઇનશાફી હાકમ છે તેની રૈયત એજ તેનું લશ્કર થઇ પડે છે. ઈરાનના પાદશાહ ફેરેદુન પાસે નહીં તો લશ્કર હતું, કે નહીં તો ખજાનો કે મુલક હતા, પરંતુ લોકો સાથે તેણે ભલાઇ વાપરેલી હોવાથીજ તે પાદશાહી મેળવવા પામ્યો હતો. પોપ કવિ કહે તેમ Know then this truth (enough for man to know) "Virtue alone is happiness below." સુખી નિવડે છે જેઓ નેકી ઉપર છે.

કવિ પોપ કહી ગયા છે કે; હે મનુષ્ય! આટલી વાત તું સત્ય માનજે, અને એટલીજ વાત મનુષ્ય માટે ખાત્રીપૂર્વક જાણવાની રહે છે, કે આ સંસારમાં, આ ભવમાં, આ જગત્‌માં જો ત્હારે સુખ જોઈતુંજ હોય તો નેકી નીતિ અને સદાચરણથી ચાલવાથીજ તે તને પ્રાપ્ત થઈ શકશે. જેઓ સર્વ પ્રકારથી કોઇને પણ દુઃખ નહીં દેવાનુંજ વ્રત ધારણ કરે છે, જેઓ સર્વ સહન કરે છે, અને જેઓ સર્વને આશરો આપે છે તેઓ જરૂર સ્વર્ગમાં સિધારે છે. દયા, દાન, ને દીનતા એજ ધર્મ. માટે એ ત્રણે આજે કર, કાલે નહીં.

સુમરન કાલ સુ ટર ગયો, સુ મરન કાલ ટ રેંન;
કાલ કાલ સુમરે ન હરિ, કાલ કાલ સુ થરે ન.

ખુદાની બંદગી કરવાનો વખત જે જુવાની, તે તો જતી રહી, પણ જે મરણનો વખત તે તો ટળવાનો નથી. પાપ આવ્યો એટલે ઘરડો થયો તોએ હજી ત્હારૂં "કાલે કાલે" કર્યા કરવાનું તો મટતું નથી. "કાલે કરીશ" એ તો મરતું નથી, એટલે મરવાનું તો તું સમજતોજ નથી. અરે હે જીવડા! કાળના કાળ, જમના જમ જે પરમાત્મા તેમને તું સમરતો નથી, પણ મોત તો આવી પહોંચ્યું, માટે હવે તો શ્રી હરિને સમરી લે. બુલંદ દરજ્જાનો અને બેહદ સખાવતવાળો આપણો કરીમ રહીમ પાળનાર આપણી ખરી હાજતો કેટલી છે, તે વિષે સદા બારીકીથી તપાસ રાખે છે, આપણી સઘળી પ્રાર્થનાઓ સાંભળે છે, આપણી હાજતો બર લાવવાને મદદ કરે છે, અને વળી આપણને જે હક્ક વાજબી લાગતો હોય તે જો તે નથી બક્ષતો તો તેનું કારણ એ હોવું જોઈએ, કે આપણા તરફની પ્રાર્થના વગર તે આપવાને રાજી નહિ હોય, અથવા તો બહારથી તે આપણને ના પાડતો જણાય, પણ આપણી ના પાડવામાંજ તે સર્વથી વધુ ડહાપણ ભરેલો ગેબી ખાવીંદ આપણું વધુ ભલું કરતો હોવો જોઇએ. માટે જયાં સુધી દિન અને રાત ચાલુ છે ત્યાં સુધી દુનિયામાં

થતાં કામોથી ત્હારે અચરત થવું નહીં. અગર જો તું પોતાની જીંદગી ખુશાલીમાં ગુજારવા ચાહતો હોય તો સંતોષ રાખ. ભલું નામ ચહાતો હોય તો પોતાની ચાલ સુધારી સર્વ લોકોની ખરદાસ્ત લે. અને જો માલ દૌલત ધરાવવામાં તથા ગુજરાન ચલાવવામાં સગવડ ચાહતો હોય તો તું પોતાને ગુનાહ, દિલગીરી, મહેનત અને દુઃખમાં નાંખવાને તૈયાર રહેજે. જે છે તે ઠીકજ છે. મુગો બેસ, અને દમ ખાઈ હાલની હાલતનેજ ગનીમત સમજ.

## મુસા પેગંબર ને છાકટ દરવીશ.

એક દિવસ મુસા પયગમબરે એક નાગા દરવેશને રેતીમાં સંતાયલો જોયો. તે કહેવા લાગ્યો કે; "અઈ મુસા! મ્હારે માટે ખુદાને અરજ કર, કે તે મને સારો જીવનગાળો બક્ષે." મુસાએ બંદગી કીધી અને ચાલ્યો ગયો. થોડા વખત પછી મુસાએ પેલા દરવેશને એક મ્હોટાં લોકના ટોળાં વચ્ચે, કેદી કીધેલો જોયો. તેણે પૂછ્યું કે; આ દરવીશને શું થયું છે? લોકો કહેવા લાગ્યાં કે; "એણે દારૂ પીને તોફાન મચાવ્યું, અને એક જણનો જાન લીધો છે, જેથી સરકારે એને મોતની શિક્ષા ફરમાવી છે." મુસાએ પોતાની ભુલ જોઇ લીધી, અને ખુદાની દાનાઇ ઉપર પૂરૂં યકીન લાવીને પોતે કરેલી ઉઝ્રતાઇ માટે માફી ચાહી; કે "જો અલ્લાતાલા પોતાના દરેક બંદાને જીવનગાળાનાં પૂરતાં સાધન બક્ષે તો તેઓ દુન્યામાં તોફાન મચાવી રહે એવું કુરાને શરીફનું વચન છે."

સફલે ચુ જાહ આમદ વ સીમ ઓ ઝરશ,
સેઉલી ખાહદ બ હકીકત સરશ.
આન નેહ શનીદી કે હકીમી ચે ગોફ્ત?
"મૂર હમાન બેહ કે ન બાશદ પરશ."

જ્યારે નીચ માણસને ઓધ્ધો અને દૌલત મળે ત્યારે જરૂર તેનાં માથાંને એકાદ મૂક્કાની જરૂર પડે છે. એક શાણા માણસે કહ્યું છે કે; એક કીડી હમેશાં પાંખ વગરનીજ સારી. ઘણા લોકો ધર્મ તજીને પાપાચરણ કરે છે, તેઓ પાપ કર્મમાં પ્રથમ જરા તરા સુખજ પામે છે. જો કંઇએ સુખ મળતું ના હોય તો પાપ કરવામાં માણસને મિઠાસ કેમ લાગે? પરંતુ તે સુખનું છેવટ તો તેને મન તન ને ધનનાં સંબંધે ભયંકર દુઃખ રૂપમાંજ જોવામાં આવે છે. રંડીબાજી કરતાં પુરૂષ કે સ્ત્રીને તાત્કાળિક સુખ જો મળતું ના હોત, ને દુઃખ જો તેજ વખ્તે થતું હોત, તો કોઇ પણ સ્ત્રી પુરૂષ રંડીબાજી કરત નહીં, પરંતુ જ્યારે તેનાં છેવટ પરિણામ ચાંદી, પ્રમેહ, વિસ્ફોટક, ફીરંગવાયુ, એવાં એવાં અનેક દર્દોથી શરીર સડી જાય, ને ગોદા ગટકા, ચસ્કા ને પેન મારવા માંડે, ત્યારે પેલાં પ્રથમનાં સુખનું સ્વરૂપ દુઃખમાં બદલાઈ જાય છે. પછી રોગિષ્ટ સંતતિ ને દર્દી બ્યાર પેદા પડવાથી વળી તેની પાછળ આવતાં દુઃખો તો જુદાં. ત્યારે એવાં દુઃખોમાં દિલાસા કરતાં ઉપાયજ કાર્યસાધક કહેવાય.

ભાઇ! તમારાં ચાલતાં ચલણમાં જ્યારે તમે બીજા દુઃખીથએલાંને વધુ દુઃખી કીધાં, તેનું આજે તમને વ્યાજ સિકકે મળે છે. You are paid in your own coin. અર્લ ઓફ નોર્થમ્બરલેંડ, ટોમસ પર્સી, ઇ૦ સ૦ ૧૫૬૯માં ખડાખાસ્તા ને પાયમાલ થઇ પડયો, ને નાસી જવાનો જ્યારે વખત આવ્યો ત્યારે છુપાઇને હાર્લોના પોતાના ઓળખીતા હેકટર આર્મસ્ટ્રૉંગના ઘરમાં આશરો લીધો. મોટાં ઇનામની લાલચે હેકટરે દગો કરીને તેને પકડાવ્યો, ને દુઃખી થએલાને મહા દુઃખમાં નાખ્યો. તે દુઃખ્યારાની કદુવાથી હેકટર જે પાંચ પૈસે સુખી હતો, તેની તુર્તજ પડતી આવી, તેનો દિન ઉગે બરગસ્તે દહાડો બેસ્તોજ ગયો. તેને દરેક દહાડો આગલા દહાડાને યાદ કરાવે એવો સંતાપનો ને પાયમાલી-નોજ જણાતો ગયો. આખરે આવો પૈસાદાર પુરૂષ નિર્દોષને સપડાવીને હ્યાં સુધી સુખી રહેવા નહીં પામ્યો, કે ચિથડે હાલ રસ્તે રસ્તે ભિખ માંગીને તેણે પોતાની જીંદગી એક ભુખે મરતા ભિખારી તરીકે પૂરી કીધી. તમે પણ નિર્દો-ષોને સપડાવો, ભિડાતીમાં આવેલાંને ભિડાવો, દુઃખમાં પડેલાંને વધુ દુઃખી કરો, ને પછી You wear Hector's cloak, હેકટરનો સાહો તમે પણ પહેરો.

પેદરરા અસલ બીસ્યાર અસ્ત.
અમ્મા પેસર ગરમીદાર અસ્ત.

બાપમાં તો મધનો મિઠાસ ઘણો છે પણ બેટા તો ઘણાજ તિખખા છે. ખુદાના હુકમની અમાન્યતા કરનારને શેતાન કહેલો છે. જ્યારે આદમની પ્રભુએ ઉત્પત્તિ કરી ત્યારે તેને પુજવાની દરેક ફરેસ્તાઓને પ્રભુએ આજ્ઞા કરી. સર્વ ફરેસ્તા હુકમને તાબે થયા પણ ઈબ્લીસ ફરેસ્તો તાબે ન થતાં બોલ્યો કે; "હે માલેક! તેં મને ધુંમાડા વગરનો અગ્નિ સરજ્યો છે, તો હું મટ્ટીના બનાવેલા માનવીને કેમ નમીશ?" આવા ઉધ્ધત ઉત્તરથી નારાયણને ક્રોધ લાગ્યો, અને આવા નાફરમાન ફરેસ્તાને શેતાન બનાવી દીધો. ખુદા અભિમા-નીને અદાલત સોંપતો નથી તે બરહકજ છે.

આન કસ કે તવાનગરત નમી ગરદાનદ;
ઉ મસલહતે તુ અઝ તુઃબેહ મી દાનદ.

જે ખુદા તુને તવંગર નથી કરતો તે બરોબર સમજે છે, કે ત્હારૂં ભલું શામાં સમાયલું છે. માટે શ્રીમંતોની અદેખાઈ ના કરો, પણ દયા કરો, અને અદેખાઈ તો ગરીબોની કરો.

**રાવજીઃ**—હે દાનેશમંદ! તમો સાહેબે કેમ ફરમાવ્યું છે કે; "તવં-ગરો પર અદેખાઇ ના કરો, પણ થોડા ગુન્હા ધરાવનારા ગરીબો પર અદેખાઈ રાખો"? નેક ખસલતના માણુસો તો ગુજરાન ચલાવવાની અગવડમાં પડેલા હોય છે, અને તવંગરો તો સગવડથી ગુજરાન ચલાવવામાં ખુશાલી ભોગવે છે?"

જવાબ:—એટલા વાસ્તે, કે તવંગરો પોતાના માલ અને સ્થિતિની ખુશાલી થોડી, તથા દુ:ખ દિલગીરી તો ઘણી ભોગવે છે. અને પરહેઝગારો તથા નેક ખસલતનાઓ અગર જો પોતાની બુરી સ્થિતિનું સંકટ ખમે છે, તોપણ જાતી ખુશાલી અને સુખ ઘણું મેળવે છે. હું કોણ છું? કયાંથી આવ્યો છું? કયાં કયાં સ્થાન પ્રત્યે જવાનો છું? અહીં આવવાનું કારણ શું? એ પ્રશ્નો તું પોતાનેજ પુછીશ તો તને ત્હારૂં પોતાનું અભિમાન તુચ્છ લાગશે, અને તું પોતાનેજ ગણત્રિ વગરનો જોઈશ.

સુંદર પાઈ દેહ, નેહ કર રામસે; કયા લબધાવે કામ, ધરા ધન ધામસે;
આ તન રંગ પતંગ, સંગ નહિ આવસી; જમહ્‌કે દરબાર, માર બહુ ખાવસી.

આંખની પુતળી સર્વે કોઇને જુએ છે, પણ તે પોતાને જોતી નથી; તેમ ત્હારે પણ પોતાને કશામાં ગણવો નહીં, અને સુખી હતો તે દુ:ખી થઈ પડયો એવું અભિમાન રાખી મોટે મોટે રડવું ને બરાડવું, એ તો અંદરથી ખાલી તથા ઠાલી મુર્ખાઈની નિશાની છે; જેમકે હરેક વાસણમાંથી મોટો અવાજ નિકળ્યાથી માલમ પડે છે, કે વાસણ ખાલી છે. તે પ્રમાણે પોતાને ગણત્રિમાં ગણાવવા સારૂ અભિમાન રાખવું અથવા સુખી હતો તે દુ:ખમાં આવી પડયો એવો પોકાર કરવો, એ પણ હલકાઇજ કહેવાશે. ઈશ્વરે તનેજ એકલાને દુ:ખનાં ઝેર સાથનું અમૃત આપ્યું નથી એમ સમજીને, ઉલટો પોકાર કરતો બંધ પડ. જયાં જોશે ત્યાં દુધમાં ભેળાયલી લીંડી શિવાય કાંઇ નજર આવશે નહીં.

બુલબુલે શેદાને પુછા ગુલસે યું રોઝે બહાર;
"અયે ગુલેરાનાં! તેરે દામનસે કયું લપટે હંય ખાર?"

એક દિવાના અને આશકીમાં મસ્ત થયેલાં બુલબુલે બહારના દહાડા ઉપર ચમનનાં પુલને એમ કરીને પૂછયું કે; "ઓ ખુબસુરતી ભરેલાં અને નાજુક ગુલાબનાં પુલ! ત્હારી દામનની સાથે કાંટાઓ શા વાસ્તે લપટાએલા છે?"

ગુલને કર ચાક ગીરેબાંન યું કહા રો રોકે જાર;
"ચશમે ગુલકું નોંકે મુજગાંકા જગે હય નોંકે ખાર!"

એના જવાબમાં પેલાં પુલે પોતાનું ગીરેબાન ફાડી નાંખીને જારીથી રડી રડીને આમ કહ્યું કે, "અમો પુલોએ અમારી આંખોને પાંપણોની નોંકની જગોએ એ કાંટાઓની અણિઓ આપેલી છે." મતલબ એ, કે ગુલાબનું પુલ જે આવું નાજુક અને ખુબસુરત છે તેને પણ કાંટાઓની અણિઓની ધાસ્તી તથા દુ:ખ છે. એટલા માટે હે રાવજી! તું તંદોરસ્ત છે એટલુંજ ગનીમત ગણીને પ્રભુના કીધેલાં ઉપર બડબડતો ના, પણ ત્હારાં પોતાનાં હૈયાંને સુધાર; તું કદી પણ એમ બોલતો ના; કે "જો મ્હારી પાસે દોલત અથવા અમલ અથવા પુરસદ હોય તો હું કેવો સુખી રહું!" કાંકે તું જાણજે, કે એ સઘળાં તો પોતાના

ધણીઓ ઉપર ખાસ બેચેની લાવે છે. આવડો લાંબાં વર્ષો સુધીનો ખાટલો શ્રીમંત જાલભાઈ શેઠે ભોગવ્યોજ કેની ? પહેલા સર કાવશજી જેહાંગીર ખાટલો ભોગવતાં ભોગવતાં એટલા તો કંટાળી ગયા હતા, કે પોતાના ઘરમાં એક ઘાટીને બે મણનો ટોપલો ઉંચકી લાવતો જોઇ આંખમાં આંસુ લાવી બોલ્યા હતા કે; " ખુદા ! મને આવો તંદોરસ્ત ઘાટી કાં નહીં સરજ્યો ! " શેઠ દાજીભાઇ સકલાતવાળા ગાઉટથી હેરાન થઇ પથારીવશ પડયા રહ્યા; એવામાં લાકડાંનો પાંચ મણનો ભારો માથે મૂકીને વેચવા ફરતા દુબળાને દેખી બોલ્યા હતા કે; " અરે હે દુબળા ! ત્હારા માથાનો ભારો ને ત્હારી તંદોરસ્તી મને નહીં આપે ? ને મ્હારો ખાટલો ને મ્હારી દોલત તું નહીં લે ! " શેઠ નશરવાનજી ટાટાના પત્નિ ચાલુ જીવનબાઈ માંદગી ભોગવતાં એક દહાડે પોતાને ત્યાં કામ કરતી કોળણ મજુરડીને જોઇ બોલ્યાં કે; " અરે ખુદાય ! મને શ્રીમંતને ત્યાં મૂકી તેના કરતાં મજુરડી કાં નહીં બનાવી, કે સાંજને છેડે બે આના લઈ હું છાપરાંમાં જઈ રોટલો ખાઇને ખુશાલ ઉંઘે ઉંઘતો ખરી ! "

કોઇ તો તન મન દુ:ખી, કોઇ ચિત્ત ઉદાસ,
એક એક દુ:ખ સબનકો, સુખી સંતકા દાસ.

ગરીબ માણસ માતબરનું દુ:ખ અને ફીકર જોતો નથી, તેને અમલનું સંકટ અને ગુંચવણ લાગતી નથી, કે નહીં તે પુરસદનો કંટાળો જાણતો; અને એટલા માટે તે પોતાના નસીબને રડે છે. પણ હે બીરાદર ! હરેક માણસના સુખનો દેખાવ જોઈને અદેખાઈ કરતો ના, કાંકે તું તેના છુપાં દુ:ખથી અજાણો છે. માટે ચંડાળ ચોકડીમાં જવું નહીં, ને લાત મૂકી ખાવી નહીં.

શરને રાખો સાઈયાં, પૂરો મનકી આસ;
ઔર ન મેરે ચાહિયે, સંત મિલનકી પ્યાસ.

કબીરજી કહે છે કે, એ પ્રભુ ! તું મને ત્હારે શિતળ છાંયે રાખ, અને મને સાધુ સંતો મળ્યા કરતા રહે એવું કર; જેથી મ્હારાં મનની આશાઓ પૂરી પડે. એ શિવાય બીજું કાંઈ પણ હું માંગતો નથી. રાવજી, આ ચાર વાતો તું ભુલી ન જા. દુનિયાની નીસ્તી, દુનિયાથી ચાનક મેળવવી, દુનિયાની ફરતી સ્થિતિઓ, અને દુનિયાની આપ્તો. એ ચારેવ ચીજ, આવતી આફત અને લઇ જતાં મોત વખતેજ આપણને ભુલાવામાં નાંખતી હોવાથી, ભલા ભલી શિકારો નકુચ શિકારીઓના હાથ ઉપર સપડાઈ ગયા છે. જેણે ઈશ્વર અવતાર હોઈ અનેક અનેક ચમત્કારો કરી મરતાંને બચાવ્યાં હતાં, તે આર્ય રાજ્યોનાં છેલ્લા મહાપુરૂષ કૃષ્ણ જેવાએ કાળા ભીલનું તીર પગમાં વાગેથી દેહ છોડી હતી ! રોમન રાજ્યનો છેલ્લો મહાપુરૂષ સીઝર, સેનેટની સભામાં ધોળે દહાડે ન્યાય ચુકવતાં ૨૩ જખમો ખાઇ પોતાના સમોવડીઆ પોમ્પીનાં પૂતળાં પાસે પડયો હતો !

ગ્રીક સોક્રેટીસને વિષ પીવું પડયું. ઈજીપ્ટનો વિજયી રાજા સિસોસ્ટ્રિસ ઘડપણમાં આંધળો થયો હતો, ને તે દુઃખ તેનાથી સહન ન થયાથી તેને આપઘાત કરવો પડયો હતો. ઇરાની જરથોસ્ત હોરમજદના ગુણ ગાતાં શત્રુથી કપાઇ પડયો, ઝર્કસીસનું ખુન થયું, ને છેલ્લો દારાયસ નાસભાગમાં પોતાનાજ એક તાબેદાર અમલદારની તરવારથી મુવો હતો. જુડીઆનો છેલ્લો મહા પુરૂષ ક્રાઇસ્ટ સૂળીએ જડાઈ મરણ પામ્યો. આસીરિયાનો સારડેનેપાલ્સ પોતાનાજ મહેલમાં ચિતા ખડકાવી, પ્રિયાઓ અને ધનમાલ સાથે બળી મુઓ હતો. ફીનીશીઅન કારથેજીઅન હાનિબાલ ઝેર ખાઈ મરણ પામ્યો! ત્યારે કહો કે, દૈવને પણ દયા આવે એવા એવાને પણ બનનાર વસ્તુએ છોડી દીધા નથી, તો રંક રાંકડાઓએ આ સંસારના અજબ ગજબની ચાલી રહેલી ધામધુમો વીશે શા સારૂ વિચાર વમાસણમાં ફીકરમંદ રહેવું ?

ચિત તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે!—ટેક.
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રી કૃષ્ણ ચંદ્રનું, જન્મ મરણ જાય હરે.—કૃષ્ણને.
નવ માસ પ્રાણી કૃષ્ણ ચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે:
માયાનું આવ્રણ કર્યું ત્યારે, લક્ષ ચોરાશી ફરે.—કૃષ્ણને.
તું અંતર ઉદવેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે.—કૃષ્ણને.
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે.—કૃષ્ણને.
થનાર વસ્તુ થયાં કરે જયમ, કૃષ્ણફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જયમ ગજેંદ્ર કોઠું ગરે.—કૃષ્ણને.
જેહવું જેટલું જે જયમ કાળે, તે તેહને કર ઠરે;
એહમાં ફેર પડે નહીં કોઈથી, શીદ કુટાઈ તું મરે.—કૃષ્ણને.
ત્હારૂં ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે,
આપ તણું અજ્ઞાન પુલ એ, મુળ વિચારે ખરે.—કૃષ્ણને.
થાવાનું અણ ચીતવ્યું થાશે, ઉપનીષદ ઓચરે;
રાખ ભરોસો શધાવરનો, દયા શીદને ડરે?—કૃષ્ણને.

જેમ પર્વત ઉપર બરફ તેમ આકાશ પણ પોતાની મૂળ પ્રકૃતિથીજ એકાએક ઉત્પન્ન થઇ આવે છે, અને અદભુત રીતે ફેલાઈને શોભી રહે છે. પછી તે આકાશ અજ્ઞાનનાં કારણથી ઘાડું થઈ જાય છે, તેમાં કાંઇ કાંઈ આકારો ભાસી આવે છે, પછી એ ભાસ એક બાજા સાથે મળી સંસાર રૂપી પ્રવાહ ચાલવા માંડે છે, જેમ ઝરણો સઘળાં મળી જઈ મોટી નદી રૂપે વહે છે. પણ

એ બધો મિથ્યા ભાસ છે. તેમજ માયાને લઈને માણસોએ જેને મ્હારૂં માન્યું છે તેનો ભાસ એવો તો દૃઢ થયો છે, કે એક છડા આદમીને કહ્યું હોય, કે તું ત્હારો પ્રાણ મને આપ, ને આ આખી દુન્યાં તને હું આપું, તો તે કદિ તૈયાર થતો નથી. પોતાનો જીવ કઈ વસ્તુ સાથે એક આદમી અદલ બદલ કરવા તૈયાર થશે? તે વસ્તુ એકજ છે. જ્યારે ખુદને પિછાનવામાં આવે અને ખુદી મટાડી દેવામાં આવે ત્યારે આવો ભાવ થઈ શકે; અને જ્યાં સૂધી "ખુદી" અને "મ્હારૂં" રહ્યું ત્યાં સૂધી માણસ પોતાના પ્રાણની માયામાં તણાયો જવાનો, અને મૃત્યુના દિવસનું તેને કદિએ ભાન થવાનું નથી. જેણે માયાને ઓળખી, તે જવાહિર કરતાં જવને ચ્હાશે.

મારૂં મારૂં કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઈ ધંધ ધાયા;
આ મારૂં ઘરસૂત્ર, પૂત્ર મારો પરણાવું;
ઘડપણે પાળે મને, આજ ભલી ભાત ભણાવું;
પણ દીપક વશ છે વાયુને, કાચો કુપો કાચનો.
શામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો.

માટે હે દુઃખી! માયાથી "મારાપણાં"ની રક્ષા કરવી ત્યજી દઈ ધનથી ધર્મની, યોગથી જ્ઞાનની, કોમળતાથી રાજાની, અને રૂડી સ્ત્રીથી ઘરની રક્ષા થાય એમાંજ તું ત્હારૂં સુખ સમજ. ખુદાનો ગુસ્સો તો તકલીફી છે, પણ તેની મેહેરબાંનીનો તો પારજ નથી. તોપણ નેકીના રાહ ઉપર ચાલી સુખ મેળવવા માટે ખુદાનો ડર એ મુખ્ય જરૂરની વાત છે. ગુન્હા જે થાય છે તે કાંઈ પ્રથમ કાર્યથી થતા નથી; વિચાર કર્યે તોજ ગુન્હાનું કાર્ય થાય. માટે પહેલી મનશની. નમ્રતા અને સારી મનશની ખુદાની મદદને લાયક થાય છે.

Saints will aid, if men will call,
For the blue sky bends over all.

માંગો ને મળશે, ઠોકો ને ઉઘડશે, શોધો ને જડશે. ક્યારે? શુભ ઈચ્છા કરો અને તે સચોટ કરો ત્યારે. જે નહીં મળી શકે એવા પદાર્થની ઈચ્છા રાખતો નથી, વિનાશ વાળી વસ્તુનો શોક કરતો નથી, અને આપત્કાળમાં પણ ચળાયમાન થઈ ગભરાઈને પોતાની શ્રધ્ધા છોડતો નથી, તેજ પંડિત સુખી કહેવાય. મેક્ષીમીનસ શેહેનશાહે કરેલા યજ્ઞમાં એલકઝાંદ્રીયાની રાજકુંવરી સેંટ કેથેરાઈને ક્રીસ્ચીઅન ધર્મ અખત્યાર કરવાની બહાદુરી બતાવી; તે ઉપરથી તેને પૈડાં ઉપર ચઢાવીને રિબાવી રિબાવીને મારી નાખવામાં આવી; પરંતુ પોતાની શ્રધ્ધા તેણે છોડી નો'તી. જેને સત્યનું વ્રત છે, જેને ગરીબો ઉપર દયા છે, કામ ક્રોધ જેને હોતો નથી તેણે આખી પૃથ્વિ જીતી એમ સમજવું. બુધ્ધિ, પ્રભાવ, તેજ,

બળ, ઉદ્યમ, વ્યવસાય અને ઇશ્વર ઉપર આસ્થા એ સર્વ જેનામાં છે તેને પોષણ થશે કે નહીં એનો ભય હોયજ નહીં.

જો પ્રભુ પ્રિય તો તપ કહા, પ્રિય ન તોહુ તપ વ્યર્થ;
કપુત કિધો જિમિ સપુત તહુ, સંચ યોહિ પિતુ અર્થ.

જો પરવરદેગાર પ્યારો છે તો પછી જપ તપ કરવાની શી જરૂર છે? જો પરમાત્મા વ્હાલો નથી તો પછી જપ તપ કરેથી શું વળવાનું છે? જેને મણિ મળે તેને કોડી મેળવવાની મહેનત કરવી ના ઘટે. કપુત કે સપુત બન્નેને કાજે દુઃખો વેઠી વેઠીને પિતાએ પૈસા જમાવવા એ નકામું છે. સુપુત્ર હોય તો તે જાતે મેળવીને ખાશે, ને કુપુત્ર નિવડશે તો કુફેલ કરીને સામુ જે કાંઈ બાપે એકઠું કર્યું હશે તે પણ ગુમાવી બેસશે. જ્યાં સુધી ભય આવી પડયું ન હોય ત્યાં સુધીજ બીધેલા માણસની પેઠે ચિંતા કરવી, પરંતુ ભય આવીજ ચુકયું કે પછી નિર્ભય જેવા થઇને તેનો સંહાર કરવો. ધીર પુરૂષે સાચાં, મધુર, પ્રિય, અને હિતકર વચનોજ બોલવાં; પોતાની સ્તુતિ ને પરાઇ નિંદાનો તો ત્યાગજ કરવો.

દાતા નહિ શૂરા નહિં, નહિં ધરમ નહિં નેમ;
સો આયા સંસારમેં, જાણ્ જનાવર જેમ.
જાણ્ જનાવર જેમ, કરી નહિ સુકૃત કરણી;
જાણ્યા નહિ જગદીશ, ભાર મારી વ્હે જનની.
કહે દીન દરવેશ, જીવતા અવગત જાતા;
નહિં ધરમ નહિ નેમ, નહિં શૂરા નહિ દાતા.

દર્દીને ભુખ લાગે છે કે નહીં, તેની જેમ વૈદો પ્રથમ પરપુછ કરે છે, તેમ આપણા આત્માની નાડી આપણી ઇચ્છાઓથી તપાસવાની છે. તું જયારે એમ માનતો થશે, કે ઈશ્વરની સ્વાર્થ વગરની બંદગી કર્યા થકી, ખુદા અને તેની કુદ્રત વીશે પૂર્ણ પ્રેમ રાખ્યાથી; ઇશ્વર સર્વ વ્યાપિ અને ઉપમા પણ આપી શકાય એવો નથી, એવું તેનું મહા સ્વરૂપ મનન કરવાથી, અને જયાં જુએ ત્યાં તેનેજ દેખવાથી તને અગ્નિ બાળી નહીં મૂકે, સંકટનો સિંહ પંજો મારી નહીં શકે, વિઘ્નનો વિંછી ડંખ નહીં દઈ શકે, તેમજ જોરાવર દુઃખ દેનારાઓથી પણ તને દુઃખ લાગે નહીં.

સુફીયોંમેં હું ના રીનદોંમેં ના મયે ખારોંમેં હું,
અએ બુતોં બંદા ખુદાકા મેં ગુનેહગારોંમેં હું.
જો કોઇ લેતા હએ વો બસ ફેર દેતા હએ મુજે,
મેં અજબ યેક જીનસે નાકારા ખરીદદારોંમેં હું.

એમ કહેવામાં આવે છે કે, જ્યારે જ્યારે માઇકલ એન્જેલો નામનો

શિલ્પ શાસ્ત્રી એક પથ્થરનો ખડબચડો કકડો જોતો, ત્યારે ત્યારે તેની અંદર તે સુંદરતાનો નમુનો જોઈ શકતો, અને કહેતો કે; "તે પથ્થરમાં રહેલી સુંદર આકૃતિ બહાર લાવવાને મ્હોટા કારીગરના હાથની જરૂર છે." તેજ પ્રમાણે આપણામાં દરેક દિવ્ય આકૃતિ ગુપ્ત રહેલી છે, તેને પ્રગટ કરવાને શ્રધ્ધારૂપી કારીગરની અને ધીરજરૂપી ટાંકણાની જરૂર છે. માટે તમે શ્રદ્ધા અને પ્રેમ રાખી ઇશ્વરને અને તેની ઐશ્વર્યતાને સમજો, તમને બધું એ સુઝ પડશે.

જંબિર રસ હરિજન બચન, છતસોં કછુક કુબાંન;
લગે દુસહ જ્હાં સકલ તન, સીતલ સુરભિ સમાંન.

ખુદાનું નામ લેવું એ લીંબુના રસ જેવો ગુણ કરે છે. કાંઇ ઘા કે ચાંદું પડયું હોય ત્યાં લીંબુનો રસ નિચોવ્યે તો ચચરે તો ખરો, પણ જો થોડો વાર સહન કર્યે તો ઘાવને રૂઝાવી દે, ને બીજાંઓને તો તે ચંદનના જેવી શિતળતા કરે. એક સજજનનું વચન પણ પહેલાં તો ચચરાટ ઉપજાવી દુઃખ પર ડામ લગાડે છે, પણ જો તે વચન પ્રમાણે ચાલ્યે તો આપણી કુટેવ જાય, અને સારાં લક્ષણવાળાંઓને તે વચન સુખકારકજ લાગે. ચંદ્ર અને સૂર્યને પણ પ્રેમનો પંથ વહાલો છે, તેથી તેઓ ટાઢ તડકાને સહી, પ્રકાશિત થઈને અજવાળું આપે છે. સૂર્ય રાજઈંદ્ર પૃથ્વિ ઉપર પ્રેમ રાખે છે, તેણે કરી આ ભૂમિ ઉપર પાણીની ધારારૂપી વર્ષાદને વરસાવે છે. પરબ્રહ્માના પ્રેમને વેદ દ્રઢાવે છે, વેદના પ્રેમથી વિપ્ર બ્રાહ્મણો ભણે છે, ઋષિઓ યોગના પ્રેમથી સમાધિસ્થ થઇ મંત્ર જપે છે, અને તેજ મંત્રના પ્રેમથી દેવો સામે આવે છે; ક્ષત્રિઓ, અન્યોન્ય લડાઈ કરવા માંડે છે, તેનું કારણ પ્રેમ, તથા કુળાચારના પ્રેમથીજ હરેકના દેહનું ખંડન તાડન કરે છે. જૂઓ, પ્રભુની મહેરબાની ને કૃપા મેળવવા સારૂ ફ્લેગેલન્ટ્સ પંથવાળાઓ મોહલ્લાઓમાં નાગા થઈને પોતાના શરીર ઉપર અનેક કષ્ટિ પાડતા હતા, ને ઇશ્વરની કૃપા ઉતરી એમ જ્યારે સમજતા; ત્યારે પાછા ઘરેબારે ભરાઇ જતા, ને ઇશ્વરની મદદ માંગતા; કે

તુ આસાન બોકુન મુશકેલમ હર ઝમાન;
મરા દાર હરદમ બ અમ્નો અમાન.

પ્રભુ! હર વખ્તે મ્હારી મુશ્કેલી તું સહેલી કર, અને હમેશાં તું મને સુખ અને શાંતિમાં રાખ.મ્હને સમાધાની ઉપર સુખી નિવાડ!"

## ભગવાનની ભક્તિ કરતું ઝાડ.

વૈશ્ય તેમ શુદ્રો પણ પોતપોતાના ધંધા રોજગારમાં મગ્ન રહી, દ્રવ્ય સંચય કરવામાં, પ્રેમને લઈનેજ ભૂખ-તરસ વેઠીને વ્યાપારાદિ કરે છે. વળી સ્વામિ કામ-પ્રેમથી સ્રીને ભજે છે, તેમ સ્રી પણ સ્વામિના સ્નેહને ભજે છે. એ પ્રકારે દેવ, દાનવ, માનવ, નાગ, પર્વત, પક્ષ, કિન્નર અને ભૂતાદિ સકળ પ્રાણીઓ, પ્રેમમાં ભિંજાઈ રહ્યાં છે! પશુ પક્ષી ઇત્યાદિ જનાવરો પણ પ્રેમનાજ રૂપને ભજે છે, સ્થાવર જંગમ સર્વ વસ્તુઓ પ્રેમથી સ્થાપન થયેલી છે, તેમ તેનુંજ સ્થાપન કરે છે. પરબ્રહ્મમાં પણ પ્રેમનોજ પ્રકાશ છે, અને એજ પરબ્રહ્મનું જયોતિ સ્વરૂપ છે. ફરીદપૂરમાં પામનું એક ઝાડ છે, તે દેવળમાં ભક્તિ કરવાનો ઘંટો થાય ત્યારેજ વાંકું વળી પ્રભુની પ્રાર્થના કરે છે, અને જયારે સૌ લોકનો પ્રાર્થનાનો વખત પૂરો થાય ત્યારેજ તે પણ માથું ઉંચકે છે. આ શોધ પ્રોફેસર બોઝે કરીને બતાવ્યું છે, કે ઝાડપાનો પણ પ્રેરણા થવાથી પ્રભુની યાદ કરે છે, ત્યારે માણસને તો બુધ્ધિ છે તો તેણે શું નહીં સમજવું, કે ઇશ્વરની પ્રાર્થના જરૂરની છે?

દાંની ચે ગુફ્ત મરા આં બુલબુલે સેહરી?
"તુ ખુદ ચે આદમી કઝ એશ્ક બી ખબરી!"
ઉશતુર બ શયરે અરબ દર હાલતસ્તો તરબ;
ગર ઝોક નીસ્ત તુરા કઝ તબે જાનવરી!

તું જાણે છે, કે પેલાં જંગલી બુલબુલે મને શું કહ્યું કે; "તું પોતે કેવા પ્રકારનું મનુષ્ય છે, કે ખુદાતાલાના એશ્કથી તું બેખબરો ને અજ્ઞાન છે! આરબના શ્લોકો સાંભળીને ઉંટ પણ મસ્તી અને ખુશીમાં આવી જાય છે, તો પણ જયારે તને પરમાત્માના પ્રેમનો સ્વાદ મળતો નથી, ત્યારે તું તો એક ભુંડી પ્રકૃતિવાળું ચોપગુંજ છે. ૧૨મી સદીમાં એક ધાર્મિક પંથવાળા અંગ્રેજ લોકો દરેક ચાલતાં હાલતાં Lord, have mercy upon us એટલે "હે પ્રભુ! મ્હારા ઉપર કૃપા કર!" આમ બોલ્યા કરતા હતા. તેમજ બાહગેર્યામાં એવા લોકો હતા, કે જેઓ ઉઠતાં બેસતાં "Bog, milui" "મ્હારા પ્રભુ, મ્હારી ઉપર માયા રાખ!" આમ બોલ્યા કરતા. એવા લોકોને બૉગોમીલીના નામથીજ લોકો ઓળખતાં. રે! પ્રેમ વગર કોઈ પરબ્રહ્મને પામતું નથી, તથા પરબ્રહ્મની ઇચ્છા વગર પ્રેમ પણ થતો નથી. ખરા પ્રેમના યકીનથી, પથ્થરના દેવો પણ સિધ્ધિદાતા બને છે, તો પછી પ્રેમનું આરાધન કરવાથી માણસ શું ન પામે? અર્થાત સર્વ પામે. જેઓનામાં એક રતિ માત્ર પણ પ્રેમ નથી, તે

મંદ મતિ મનુષ્યો કહેવાથી એ વાત માનશે નહિ, પણ એજ સત્ય છે. માટે સર્વ અતિક્રમ કરીને પણ ધર્મનું આચરણ કરવું. આપત્કાલમાં કે મહા આફ્તના વખતમાં પણ ધર્મને અવલંબીને જે માણસ રહે તેજ ખરો ધર્મ જાણનારો કહેવાય. સારી હાલતમાં તો ધર્મ ધ્યાન કરે, પણ આફત આવી પડે ત્યારે જે ધર્મને વળગીને રહે તે ખરો નર કહેવાય; બાકી તો મનુષ્ય મુએલોજ સારો. સેમ્યુઅલ રૉજર્સે એક લેડી સાથે વાત કરતાં કહ્યું કે; "ભય આવી પડે તે વખતે મનની હાજરી, સમય સુચકતા હોય તો કેવું સારૂં?" લેડીએ કહ્યું કે; "જી, તે કરતાં તો તન બદનની ગેરહાજરી હોય તો વધારે સારૂં!" માટે હે દુન્યાદારી લોકો! દીનદારીને ત્યજો ના. દીનદારી ત્યજો તો ભાઈબંધી ત્યજશો. ભાઈબંધી ત્યજો તો ખુદાની ખલકત ઉપરનો તમારો પ્રેમ કમી થઇ, આ ન્હાનું અને આ મોટું, એવી ખોટી ભાવના થવાથી તમારાં મનને ખટકો લાગવા માંડશે, અને દુઃખની ઉત્પત્તિ થશે. ખુદાની ખલકતમાં કોઈ મોટુંએ નથી, ને કોઇ ન્હાનુંએ નથી; માલેકની નજરમાં તો સર્વ સરખાં છે.

દીદમ ગુલે તાઝેહ ચન્દ દસ્તેહ,
બર ગુન્મબઝી અઝ ગીઆહ બસ્તેહ;
ગોફ્તમ—ચે બુદ ગીઆહે નાચીઝ;
તા· દર સફે ગુલ નશીનદ ઉ નીઝ,
બે ગેરીસ્ત ગીઆહ વ ગોફ્ત-ખામુશ!
સોહબત ન કુનદ કરમ ફરામુશ.
ગર નીસ્ત જમાલ વ રન્ગ વ બુયમ,
અખેર નેહ ગીઆહે બાગે ઉયમ?

મેં એક સમય થોડાંક પુલોને ઘાસથી બાંધેલાં એક ગુંબજ ઉપર જોયાં. મેં કહ્યું; "આ નીચ ઘાસ પણ પુલોની સાથે ઉપર ચહડી ઉભું છે એ શું?" ઘાસ રડી પડયું અને કેહવા લાગ્યું કે, "મુગા રહો; શું હું પુલોની સોબતમાં બેસીને તેઓનીજ શ્રેષ્ટાઈ અને ખુબસુરતી ભુલી જઇશ કે? નહીં. મ્હારામાં સૌંદર્યતા, સુવાસ અને ખુશનુમા રંગ નથી તેથી શું થયું? હું પણ તેજ કીરતારના બાગનું એક બચ્ચું છું." આ ઉપરથી તું ચેતી લે, અને ઈશ્વર પાસેથી કાંઈ મેળવવાની લાલચે નહીં, પણ નિષ્કામ ભક્તિથી તેનો પ્રેમ મેળવ. કારણ કે દાદારની દરગાહમાં તો જે ભગત લાલચુ છે, તેને વાટપાડા સરીખો સમજવામાં આવે છે. માટે તું અનન્ય ભકિતમાં લિન્ન થા, ત્હારાં દુઃખડાં વિલિન થઈ જઇ તને છોડી જશે.

હમીશે બેદાર આબરૂયે મા હયા, બ હરદો જેહાન અઝ કરમ અએ ખુદા!

ઓ ખુદાતાલા! બન્ને જેહાનમાં મહેરબાનીના રાહે મ્હારી આબરૂ અને લાજ શરમ તુંજ રાખતો રહે! તને ખબર છે શાહજી, કે

પાંડવો સખ્ય ભક્ત હોવાથી તેમને "લાખાગૃહ" એટલે લાખ તથા કર્પૂરના બળતા ઘરમાંથી ભગવાને આબાદ કાઢયા હતા! દેવ સખ્યપણાથી ભક્તોનું રક્ષણ કરે છે એ વાતનો મર્મ તો ભક્તનીજ પાસે હોય છે.

બેફૂશી ઓ વર્ઝી, કે હર ગુનેહ ચીઝ,
ન મરદુમ ન આન ચીઝ માનદ બનીઝ.
સરન્જામ બા ખાક બાશીમ એફ્ત;
દો રૂખરા બ ચાદર બેબાયદ નેહોફ્ત.
બેયા! તા હમે દસ્તે નીકી બરીમ;
જહાંને જહાંનરા બ બદ નસ્પરીમ.

તું તો રંજ ખેંચે છે અને દરેક રીતે દ્રવ્ય ભેગું કરે છે; પણ જાણ કે, માનવી અને તેનું ભેગું કરેલું સર્વ, કાંઇ પણ રહેનાર નથી. સેવટે તો આપણ સઘળા ખાકનાજ સાથી બનીશું અને આપણાં મ્હો ચાદરમાંજ છુપાવવાં પડશે! ચાલો ત્યારે! આપણે સઘળા નેકીજ કરીએ, અને આ ફરતી દુન્યામાં બદનામી મેલી નહીં જઈએ. આપણે કોઇ પોલી જગ્યામાં અવાજ કરીએ તો ત્યાં તેવોજ પડઘા પડે છે, તેવી રીતે આંપણે અનન્ય ભાવ વડે રહેવાથી દેવ તરતજ મળે છે, ને આપણે ત્રાસ કરીએ તો દેવ પણ આપણો ત્રાસ કરે છે. માટે જેમ જેવી સ્થિતિમાં તું આવી પડયો હોય તેવી સ્થિતિમાં પણ, તે ઉપમા આપી નહીં શકાય એવા ત્હારા નાથને ભજ, તે તને દુઃખી થયલો જોશે નહીં. હે પ્રભુ!

પરે થે દીલકે બીચે સો ઉસકુ લે ચુકે અબ કયા?
અગર ઇચ્છહ જાન દરકાર હય સસતા અય સાહેબાં

જે કાંઈ દીલની અંદર દુઃખ પડયું હતું તે તો સઘળું ખમ્યું, હવે તું શું કરવા માંગે છે પ્રભુ? અગર તને મ્હારો જાન લેવાની દરકાર છે, તો તે પણ સસ્તો છે, ઓ સાહેબ! પ્રભુ! પૃથ્વીની ઉપમા તને આપું તો તેનો તો પ્રલયની વખતે નાશ થવાનો, અને તને તો ઉત્પત્તિ નથી તેથી નાશ પણ નથી. એવા અમર આત્મા! તું મને ઉગાર! તને સૂરજની ઉપમા આપું, પણ સૂર્યના પ્રકાશની તો લંબાઇ પહોળાઈ જ્યોતિષ શાસ્ત્રમાં કહેલી છે, અને ત્હારા નિરાકાર રૂપને તો આદિ, મધ્ય કે અંત્ત નથી, તેથી તું અનહદ છું. તો હે બે કિનાર અને હદ વિનાના ધણી! મ્હારાં દુઃખડાં ટાળો! ડયુક ઓફ બ્રીટની, અને ઈંગ્લંડના રાજા બીજા હેનરીના બીજા પુત્ર જ્યોફ્રેની દીકરી એલીનોરાને કાંઈ તાજ કે તખ્તની મોટાઈ જોઈતી નો'તી; બલકે તેણી સાદી જીંદગીમાં રહેવા ખુશી હતી, છતાં પ્રિન્સ આર્થરના મુવા કેડે તાજની ખરી વારસ તેજ હોવાથી તેણીએ બબે હાથે તાજની ના પાડેલી છતાં, જોને તેણીને તેના મરણ પર્યંત (૧૨૪૧) બ્રીસ્ટલના કિલ્લામાં ગોંધી રાખીને કેદ કરી મેલી હતી! તેણી હરરોજ રોતી કે; "હે પ્રભુ! હું માથે

તાજ મૂકવા કરતાં માથે ફુલની ટોપલી ઉંચકી લાવનારી માલણ થવા કબુલ હતી, તોએ તેં મને આવાં અંધારાંમાં કાં પૂરી હશે ?" હે પ્રભો ! સૂર્યની પેઠે બિંબ કે પ્રકાશ કાંઈ ત્હારામાં નથી, તું તો જ્ઞાન રૂપીજ પ્રકાશમાન છે. તને શેષની પણ ઉપમા આપું, પરંતુ તે શેષ તો અનંત બ્રહ્માંડ ધારણ કરનારો છે. અને ત્હારાંમાં તો બીજી કાંઈ વસ્તુજ નથી. હે એવા અવર્ણનિય પરમાત્મા ! મ્હારાં સંકટો નિવારી સુખ શાન્તિ આપો ! હે પ્રભુ ! પાણીની ઉપમા તને આપું, પણ પાણીના તો પરમાણુ થઈ જાય છે, અને ત્હારૂં રૂપ તો અચળ છે; માટે તે કયાંય જતું આવતું નથી. જો અમૃતની ઉપમા તને આપું, તો તેનું પ્રાશન કરનારા સ્વર્ગના દેવતાઓને પણ મરણ તો છે. માટે તે દ્રષ્ટાંત પણ તને ઘટતું નથી, કેમકે ત્હારી કૃપા જે છે, તે તો અજ્ઞાનને દુર કરી, સાચું જે જન્મ વિનાનું નિરાકાર રૂપ, તેજ કરી નાંખે છે. એવા મહાદેવ ! મ્હારી રક્ષા કરો, ને પરિતાપથી ઉગારો ! કલ્પવૃક્ષની ઉપમા તને આપું, પણ તે તો કલ્પનામાં આવેલા વિષય આપનારૂં છે, અને ત્હારૂં આપવું કાંઈ તેવું નથી, તે તો કોઈની કલ્પનામાં અથવા મનમાંએ આવતું નથી, એવાં અકળ સ્વરૂપના આપ માલીક છો, તે મ્હારી ઉપર ગુજરતી આફતોમાં સહાય થાવ ! મારાં દુઃખ હરી મારાં સંકટો તોડી નાંખો ! મને શાન્તિ આપો ! કેમકે; દુનિયાની જે મજા છે તે હરગેજ ઓછી નહીં થવાની, પણ દુનિયામાં એમ તો બોલાયાજ કરશે કે; "અફસોસ હમે નહીં રહીશું !"

દુનીઆકે જો મજે હય, હરગેજ વોહ કમ ન હોંગે,
ચરચે એહી રહેંગે; અફસોસ હમ ન હોંગે !

## કબ્રસ્થાનમાં અકબરને મૃત્યુ દેખાયું !

દિલ્લી શહેરની બહાર એક સમય પર, દિલ્લીપતિ અકબર ફરતો ફરતો કબ્રસ્થાનમાં જઇ ચઢયો. ચાલતાં ચાલતાં એક માનકરીનો પગ એક ઘોર ઉપર મૂકાઈ ગયાથી ત્યાં ઉંડો ખાડો પડવા લાગ્યો. તે માનકરી કૂદી જવા કરે એટલામાં તો તે ખાડામાં તે ગર્ક થવા લાગ્યો. નીચે જતાં એક હાડપિંજર દેખાયું, જે સેંકડો વર્ષ ઉપરનું હોય એમ ભાસ્યું. આ ખેલ જોઈ પાદશાહ પોતે પણ પેલી કબરમાં હાથ ખોસી ટંટોસવા લાગ્યો, પરંતુ સેંકડો વર્ષાદ અને તાપ ખાઈને તે પિંજર ખાક રાખ થએલું માલુમ પડયું. જેવો તે પિંજરને હાથ લગાડયો, કે તુર્ત ભાંગીને ચુરેચુરા થઇ મટ્ટી જેવી મટ્ટી થઇ ગઇ. આ ચમત્કાર ઉપરથી બાદશાહ એક શયર બોલ્યો કે;

"બહુત લોગ ઐસે થે જીનકા હમેશાં;
સમીને બદન થા, મહેતર કફન થા !"

કંઇકાંઇ એવા એવા જીવડાઓ પૃથ્વિ ઉપર ત્રાંબાં જેવી દેહવાળા ને દર જ્જાવાળા હતા, તેમના અવતાર તો આવા થયા ! આ શયર સાંભળીને માન-ફરીએ શયરનો પ્રત્યુત્તર શયરમાંજ દીધો કેઃ—

"જો કબ્ર કહું ઇન્કું મય ખોદી તો દેખા;
ના તારે કફન થી, ના અજ્રુએ બદન થા !"

આ કબરને મેં ખોદીને ફરી ફરીને જોયું, પણ નહીં તો મ્હને આદમીનાં કફનનો એક તાર પણ સલામત રહેલો જણાયો, કે નહીં તો તેના શરીરનું એક અણુ માત્ર પણ મને જણાયું ! શાયર ગલીમે પોતાનું મોત નજીક આવતું જાણીને "મ્હારી છેવટની ઘડી" નામનું કાવ્ય તૈયાર કર્યું, અને મરતી ઘડીએ તેનાથી બોલાઇ ગયું હતું કે; "મ્હારી માતા સરસ્વતી, જેણી મ્હારાં જીવનની ભાગિયેણ હતી, તે મ્હારી કબરને મથાળે આવી પહોંચી છે, અને આસપાસ ફરતી ફરીને હવે મ્હને કેવી શોધે છે !" ખરો સુખી તો તેજ પુરૂષ લેખાવો જોઇએ, કે જે દરેક પળે પોતાના મોતને પોતાની સામે ઉભેલું જોઇને પ્રતિ રોજ મરવાની તૈયારી કરતો હોય. હે ભાઈ ! જે વેળાએ તું કોઇને પણ મરતાં જૂએ, તેજ ઘડીએ તું સ્વસ્થ ધ્યાનમાં રાખજે, કે એજ માર્ગે ને એજ રીતે ભાતે ત્હારે પણ પસાર થઈ જવાનું છે. પરોઢિયામાં ઉઠતી વેળાએ એવું વિચાર જે, કે આજની રાત તો કદાચ પરલોકમાં, મીનોઇમાંજ ગુજારવી પડશે ! અને રાત્રિ પડે ત્યારે બીજી સવારે જીવતો ઉઠવાની કોઇને તું કબુલાત પણ આપતો ના, કે હું આમ કરીશ ને તેમ કરીશ ! ને આમ કરીશ ! મગર મોતને માટે સર્વદા તૈયારજ રહેજે; કે જેથી મૃત્યુની ઘડીએ નહીં બની શકે એવી મૃત્યુની તૈયારી કરવાનાં વળખાં વેવળાં તને મારવાં પડે નહીં. સઘળું જીવન સત્ય માર્ગે ગાળ્યું નહિ, તે માટે મરતી વેળાએ અફસોસ અને પસ્તાવો કરવો પડે નહિ, તે માટે ચોકીને ચાલજે, અને આંખ મિચાયા પહેલાં આ દુન્યાંમાં જે કાંઈ તું ત્હારૂં સમજે છે તે ત્હારૂં નથી, એમ દ્રઢભાવથી સમજી રહેજે.

"જગમાં જણાતાં તન ધનને જોબન સુખ,
ક્ષણિક ખચીત તેથી નિશ્ચે નીરસ છે;
વિવિધ વૈભવ અને વનિતા વિહાર સુખ,
વિગતે વિચારતાં તે વધતું વિરસ છે.
વેદ ને પુરાણમાં મનાયલું મુની જનોથી,
મોક્ષનું અનુપ સુખ પણ તે અદ્રશ્ય છે."

## હડહડતો જુઠો સત્યવાદી શાહ ચલેબી !

નૈઝામના રાજ્યમાં "શાહ ચલેબી" નામનો એક સોદાગર વસતો હતો. નૈઝામ પોતાની પ્રજાનો પાલક હતો. પોતાની પ્રજા સાચી ને ધાનતદાર હોય એવી તેની નિરંતર ઇચ્છા હતી. એક દિવસે તેણે પોતાના પ્રધાનને પ્રશ્ન કર્યો કે; "ખુદાઈ રાહ ઉપર ચાલનારો સુખ્યારો સત્યવાદી શખ્સ આપણી સલતનતમાં કોઇ પણ એવો વસતો તમારી જાણમાં છે, કે જે કદિ પણ જુઠું બોલતો ના હોય ?" વઝીર કહેઃ—"ગરીબપરવર સલામત ! આપની રિયાસતમાં એવો એક સત્યવાદી 'શાહ ચલેબી' નામનો ૬૭ વર્ષની વયનો સુખ્યારો સોદાગર વસે છે, જેને ત્યાં છપ્પન પહોર ભૂંગળ વાગે છે, કોટિયાધિશ છે, એકસો ઘોડાની પાગા છે; બે હાથી છે; પાંચ લાખની તો હવેલી છે, સાત દીકરા ને સાત દીકરીનો બાપ છે. દીકરાંને ઘેર દીકરાં છે, આકાશની અપ્છરા જેવી તો ઓરત છે, ને પુષ્કળ વૈભવ ગુજારે છે, પણ જુઠું વચન કદિએ વદતો નથી. તે લાંબા વખતથી મ્હારા સમાગમમાં આવ્યો છે બંદે નવાજ !" નૈઝામે આવા વૈભવવાળા ને સત્યવાદી હોવાની વાત હસી નાખી, એટલે તે સાબીત કરી આપવી અગર તો વઝીરે જીવથી મરાયા જવું, એવી નૌબતે વાત આવી પહોંચી. હુઝુરે ફરમાવ્યું કે; હલકારાને મોકલી શાહ ચલેબીને સંદેશો કહાવો, કે આવતી કાલે સવારના પહેલા પહોરે હુઝુરની મુલાકાતે પધારવું. સંદેશો મળતાંજ પોતાના તાબેદાર બેટાઓનો વિચાર પૂછયો કે; હુઝુર આગળ કેટલું નઝરાણું કરીએ ? આજ્ઞાંકિત બેટાઓ બોલી પડયા; "આપ મુરબ્બી માલિક છો, આપની નેક નજરમાં આવે તો તમામ દૌલત નઝર કરો તો મુખત્યાર છો પિતાજી !" બાપે કહ્યું:–હાલ તો એક હજાર રૂપૈયાની થાળ સોનાની ઘડાવી લાવો, પછી દરબારમાં જઈને તેલ જોઈએ, તેલની ધાર જોઈએ, બધું રાસ્ત સાંગોપાંગ ઉતરે તો બહારવણે નઝરાણું મોકલીશું ! બીજે દિવસે હુઝુરે વઝીરનેજ હુકેમ ફરમાવ્યો, કે હાથી હુદ્દે ત્હારે પોતેજ શાહ ચલેબીને એસ્તેકબાલ લેવા જવું. હાથી લઈ વઝીરે આવીને શાહ ચલેબીને નૈઝામ પાસે આવવા વિનંતિ કરતાં, શાહ ચલેબી કહે; "મ્હારા જેવા ફકીરને હાથી હુદ્દો ના શોભે, માટે આપણે બન્ને પાંઉ પ્યાદા જઈએ !" વઝીરે હઠ લીધાથી ચલેબી હાથીએ ચઢયો, ને રાજ દરબારમાં આમદ થઈ. નૈઝામે ખેર આફિયત પૂછયા બાદ તેને કહ્યું કે; "હું જે કાંઈ સવાલ કરૂં તેના રાસ્ત વ દરૂસ્ત જવાબ આપજો !" હુઝુરે સવાલ નાખ્યો કે; "આપને કેટલા દીકરા ને કેટલી દીકરી છે ?" "ગરીબપરવર !" ચલેબી બોલ્યો; "તે હું શું જાણું !" હુઝુરઃ–

"ઠીક! મ્હને જણાવશો કે તમારે ત્યાં છપ્પન કરોડ, છપ્પન લાખ, છપ્પન હજાર, અને છપ્પન હાલી રૂપિયા છે ?" "જી હુઝુર!" ચલેબી ઝુંકીને બોલ્યો:- "કોણ ગણવા ગયું છે? એ તો લોક છે. સો હોય તો સહસ્ર બોલે. હું તો કશું જાણતો નથી." "ત્યારે તમારે ત્યાં છપ્પનપર ભૂંગળ કેમ વાગે છે?" હુઝુરે ગુસ્સાથી પૂછયું. ચલેબી કહે; "મહેરબાન હુઝુર! ૫૬ કરોડ, ૫૬ લાખ, ૫૬ હજાર, ને ૫૬ રૂપૈયા હોય તે ધન ઉપર ભૂજંગ ભૂંગળ વગાડે છે, એ તો અમસ્થી લોક કથા છે, એવું કાંઈ નથી; પરંતુ જે શ્રીમંત હોય તેને બારણે દહાડાના છપ્પન પહોર ઢોલ વાજાં વાગ્યા કરે, નગારાં ને ચોઘડિયાં વાગ્યા કરે, એવા વૈભવમાં ને આનંદમાં રહે તે ઉપરથી લોક વાયકા પડેલી છે, પરન્ચ મ્હારે ત્યાં તેવું કશું નથી.

જીન ઘર નૌબત બાજતી, મંગલ બાંધે દવાર;
એક હરિકે નામ બિન, ગયા જનમ સબ હાર.

સાહેબ! કોનાં ઘર ને કોનાં બાર? કોની માલ મીલકત ને બચ્ચાં બાળાં? જેનાં ઘરમાં છપ્પન પહોર નગારાં વાગતાં હતાં, ને બારણે ચોક ચાંદન થઈ તોરણો બંધાતાં હતાં; જ્યાં બધો રંગ રાગ ને ઠાઠમાઠ થયા કરતો હતો, પણ કદી પણ પ્રભુનું બીલકુલ સ્મરણ ન હોતું થતું, તે હવેલીનાં માણસોએ પડતી દશામાં આવી જઈ પાછળથી તો પોતાનો જન્મ વ્યર્થ ગુમાવ્યો છે.

હુઝુર,—"ખેર! કેટલા ઘોડાની પાગા ને કેટલા હાથી રાખો છો?" ચલેબી:—"ગણ્યા નથી હુઝુર; કેમકે તે મ્હારા નથી!" "ઠીક. તમારી જોરૂ છે કે?" શાહ ચલેબી આંખમાં પાણી લાવી બોલ્યો:—"તે તો મ્હારી આગમચ મરી ગઈ છે, હું તો છડો છું માલીક!" "તમારી ત્યારે ખરેખરી દૌલત કેટલી છે?" આ પ્રશ્નના જવાબમાં ચલેબી બોલ્યો:—"માત્ર ૨૫ હજાર હાલી સિક્કાની છે હજુર!" "તમે શાહ સોદાગર છો નં ?" જવાબ દીધો; "હું તો ફકીર આદમી છું!" "તમારી ઉમર કેટલી થઈ?" "જવાબ દીધો કે; જનાબ! મ્હારી ઉમર ૧૪ વરસની છે!" આ છેલ્લા જવાબથી નૈઝામની ખાત્રી થઈ કે, આ ઢોંગી સતવાદીએ સવાલોનો એકે એક જવાબ ગલત ને હડહડતો જુઠો આપ્યો. નૈઝામે વઝીર તરફ ડોળા કકડાવીને જોયું, એટલે વઝીરે નમ્રતાપૂર્વક કહ્યું:—"આ જવાબો કાંઈક માર્મિક જણાય છે હુઝુર!" આ ઉપરથી હવે ઉપલા માર્મિક ભેદ ભરેલા જવાબોના ખુલાસા કરવા નૈઝામે નમ્રતાથી કહેતાં, શાહ ચલેબી નીચે પ્રમાણે ઝુકીને બોલ્યા:—"હુઝુર! હું કદિ પણ અસત્ય બોલતો નથી. વઝીર સાહેબે આપ ખુદાવીંદને મ્હારી જે જે હકીકત કહી છે તે તે સર્વ અક્ષરસઃ

સત્ય છે, અને સેવક ગુલામે જે હકીકતો નિવેદન કરી છે તે પણ શબ્દસઃ સત્ય ને ખરેખરી છે. આપે ૧લો પ્રશ્ન કર્યો કે; "મ્હને કેટલા દીકરા દીકરી છે?" બંદે નવાજ! અલ્લાતાલાની જ્યારે ચિઠ્ઠી આવે, ને હું કબરમાં જાઉં નહીં ત્યાં સૂધી, જે દીકરા દીકરી જીવે તેજ દીકરા દીકરી મ્હારાં પોતાનાં કહેવાય. કાલની કોને ખબર છે! આજે હમણાં પણ મ્હારા ઘરમાં દીકરા દીકરી જીવતાં હશે કે કેમ, તે કેમ કહેવાય! બોલેલું વ્યર્થ છે, કે આટલાં છોકરાં મ્હારાં છે. ૨જો ખુલાસો કર્યો કે; મ્હારે ત્યાં ૫૬૫૬૫૬૦૫૬ની દોલત છે ખરી, પણ તે આજે છે ને કાલે નહીં. એ દ્રવ્ય મ્હારૂં છે એમ આજે કહી શકાય નહીં. એ તો પાણીના રેલાની માફક તણાઈ જતાં વાર ન લાગે. જ્યારે મ્હારી આંખના ડોળા વિંચાય ત્યારે જે પૈસો પાછળ મૂકી જાઉં તેજ મ્હારો પૈસો ગણાય. આપ હુઝુર માલિક છો, કદાચ મ્હારૂં ઘરબાર ને દોલત સર્વસ્વ આજેજ લુટી લ્યો, ને શહેર બહાર નાગો કાઢો, તો મ્હારી દોલત શેંની કહેવાય? તે તો આપનીજ કહેવાય. ૩જો પ્રશ્ન કીધો કે; ઘોડા કેટલા ને હાથી કેટલા? પણ તેનું સમજવું એ, કે તે છે ખરા પણ મ્હારા નથી. મ્હારા દૂરના ગરીબ નાચાર બેચાર સગાસ્નેહિઓને કાંઈજ આવડત ન હોવાથી સો સગાને ચરવેદાર બનાવી અકેક ઘોડો સોંપી દીધો છે, કે એની ચાકરી કરવી ને જીવની માફક પ્રાણીઓની બરદાસ્ત લેવી. ખર્ચ હું પૂરો પાડું, પણ ઘોડો મરી જાય તો તેનો, તેને નોકરીમાંથી રૂખસદ આપીશ. તેમજ ૨ સગાને માવધગીરીની આવડત હોવાથી બે હાથી પોષવા અપાવ્યા છે, ને બધાની સાથે ઉપલીજ સરત કીધાથી તેઓ પોતાના જીવનગાળા જેવાં જાનવરોને સંભાળે છે. તેઓ પોતપોતાના ઘોડા હાથીને માટે આમજ બોલે છે કે; "આ તો મ્હારો ઘોડો!" "આ તો મ્હારો હાથી!" તેથી એ ઘોડા હાથી પણ મ્હારા નથી સાહેબ. આપે ૪થો પ્રશ્ન કર્યો કે; તમારી જોરૂ છે કે? તે પણ મરી ગયાનું જણાવ્યું, પરંતુ તે તો જીવતી છે, મગર તેણી પોતાના ખાવીંદ લેખે હરદમ ખુદાનેજ કહે છે, મ્હને તે ખાવીંદ કહેતી નથી. "ખાવીંદ તો તે પરવરદેગાર!" આમ કહી સર્વદા ઈશ્વરના સ્મરણમાંજ ખડે પગે ઉભી રહી નિવાજ કરે છે માલિક, એટલે મ્હારી તે જોરૂ શેંની? પાંચમો પ્રશ્ન આપ નામદારે પુછયો કે; મ્હારી **ખરેખરી** દોલત કેટલી? તેના જવાબમાં મેં ૨૫ હજાર રૂપિયાની કહી, તેનો સબબ એ છે, કે મેં મ્હારી આખી ઉમરમાં ધર્મદાનમાં ૨૫ હજાર રૂપૈયા ખર્ચ કર્યા છે, અને તેજ **ખરી** દોલત મ્હારી છે, જે મ્હારી પૂઠે પણ આવવાની છે. ૬ઠો સવાલ જનાબે અલીએ કર્યો કેઃ—"તું શાહ સોદાગાર છે કે?" પણ બંદે નવાજ! હું તો ફકીર છું. સૌ જ્યાંનું ત્યાં રહેવાનું. સાથે તો કાંઈ આવવાનું નથી, તો પછી આપણે પણ ફકીરજ છીએ. લાખો કરોડો રૂપ્યા છતાં હું તો એક ફકી-

રના કરતાં પણ ઓછી રોટી ખાઉં છું, ને તેના જેવાંજ વસ્ત્ર પહેરૂં છું. હું સોનું ખાતો નથી ને રૂપું પહેરતો નથી જનાબ. હું સંતોષી હોવાથી ગરજનો ગુલામ નથી. મ્હારૂં સંતોષી અંતઃકરણ વિપત્તિની સામે થઈ જે કાંઇ સંકટનો સપાટો આવી પડે છે તે સબુરીથી સહન કરે છે, અને કરજનાં દર્દથી મ્હને મોકળો રાખે છે, તેમજ ખુદાની મરજીને સરજીત રહેવાને મને ખેંચી રાખ્યો છે; અને વળી લોભ લાલચના રોગની પીડાકારીમાં મ્હને તે નાખતું નથી.

ન દાનદ કે ગર્દન્દેહ ચર્ખે બુલંદ;
નગર્દદ બે બાયેસ્ત રૂજે ગુઝંદ.

આ ફરતો ઉંચો આકાશ તો પડતીના વખતમાં મ્હારી મરજી માફક ફરશે કે કેમ, તે વીશે કેહુતો તો અજાણ ને અજ્ઞાન છું." બીજો સવાલ કર્યો, તેના જવાબમાં મેં મ્હારૂં વય ૬૭ વર્ષનું છતાં ૧૪ વર્ષનું જણાવ્યું, તે પણ ખોટું કે જુઠું કહ્યું નથી. સોળ વર્ષની ઉમર તો મેં બાળપણના અજ્ઞાનમાં ગુમાવી. પછી દ્રવ્ય સંચયના લોભમાં ને લોભમાં, લુચ્ચાઇ લફંગાઈમાં બીજાં ૩૭ વર્ષ કાઢયાં, તે પણ મેં ખાળિયામાંજ નાખ્યાં. પછી દૌલત મળવાથી વેપાર રોજગાર બંધ કરીને અલ્લાના નામ પર ખેરાત ને દાન ધર્મ કરવામાં અને પાંચે વખતની નિમાજમાં મેં મ્હારાં છેલ્લાં ૧૪ વરસ પસાર કરવા માંડયાં છે, ને એ છેલ્લાં ૧૪ વર્ષજ મ્હારી જીંદગીનાં ખરાં વરસ છે જનાબ !

નૈઝામે આ સ્વપ્નવત જીંદગીનો સાચો ખ્યાલ આ જવાબો ઉપરથી મેળવ્યો. શીરપાવ આપી ચલેબીને વિદાય કર્યો, અને ચલેબીએ સોનાની થાળમાં એક લાખ અશરફી ભરી નૈઝામ આગળ નઝરાણું કીધું. નૈઝામે તેમાંથી માત્ર એકજ અશરફી ઉંચકી લીધી ને બાકીની આખી થાળ પાછી આપીને કહ્યું કે;

"બેદાનેસ્ત કશ નીસ્ત બા કસ વફા;
મેયાન બસ્તેહ દારદ ઝે બહરે જફા."

હવેજ તેને સમજ પડી ગઈ છે, કે જમાનાનો દોર કોઇની પણ સાથે વફાદાર રહી શકવાનો નથી. જમાનાની ચાલ તો માણસને દુઃખ અને પીડાકારી ભોગવાવવા થકીજ કમ્મર કસેલી રાખે છે !

